પટવારી વ્રજલાલ વૃન્દાવનદાસ સ્મારક ગ્રંથમાલારત્ન ૧.

# પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત

અથવા

# શુદ્ધાદ્વૈતનાં મૂલતત્ત્વો.

## ભાગ ૧ લો.

રચનાર,

પટવારી રણછોડદાસ વૃન્દાવનદાસ,

બી. એ. એલ્‌એલ્. બી.

પાલનપુર, ગોન્ડલ અને મોરબીના માજી દિવાનસાહેબ.

પ્રકાશિકા,

શ્રીપુષ્ટિમાર્ગીયવૈષ્ણવમહાસભા,

૧૧૦, રીચીરોડ—અમદાવાદ.

આ પુસ્તક ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે૦ પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

સંવત ૧૯૮૫. ] [ ઇ. સ. ૧૯[illegible].

દ્વિતીયાવૃત્તિ. ] [ પ્રત ૨૦૦[illegible].

મૂલ્ય રૂ. ૦-૮-૦.



## અર્પણપત્રિકા.

અખંડભૂમંડલાચાર્યચક્રચૂડામણિ. જગદ્‌ગુરુ અગ્નિસ્વરૂપ શ્રીમદ્‌વલ્લભાચાર્યજી મહાપ્રભુજી તથા આ સંપ્રદાયના સર્વે આચાર્યશ્રીઓને. આ લઘુ ગ્રંથ સપ્રેમ અને સવિનય અર્પણ કરૂં છું.

દાસાનુદાસ

પટવારી રણછોડદાસ વૃન્દાવનદાસ.

નીલ્સ પ્રી. વર્ક્સ. અમદાવાદ.

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

પુષ્ટિમાર્ગ બ્રહ્મવાદનું, શુદ્ધાદ્વૈતનું અવલંબન કરે છે. શુદ્ધાદ્વૈત ઉપર પુષ્ટિમાર્ગના આચાર્યશ્રીઓએ સંખ્યાબંધ ગ્રંથો લખી જગતની ઘણી કીમતી સેવા બજાવી છે. પરંતુ શોચનીય એ છે કે, પુષ્ટિમાર્ગના ઘણા ખરા અનુયાયીઓને પણ પોતાના આચાર્યશ્રીઓના ગ્રંથોની માહિતી નથી; અને પુષ્ટિમાર્ગના મુખ્ય સિદ્ધાન્તોનું તેમને ભાન નથી. આ સંપ્રદાયના શુદ્ધાદ્વૈતમાર્ત્તંડ વગેરે કેટલાક ગ્રંથોના ગૂજરાતી ભાષામાં તરજૂમા પ્રસિદ્ધ થયા છે, તેમ છતાં શુદ્ધાદ્વૈત એટલે શું તેનો ઉત્તર આ સંપ્રદાયના ઘણા થોડા અનુયાયીઓ આપી શકે છે.

શ્રીવલ્લભાચાર્યજીનું પ્રાકટ્ય પંદરમા સૈકાના છેલ્લા ભાગમાં થયું હતું અને તેઓશ્રી ભૂતલ ઉપર ૫૧ વર્ષ બીરાજ્યા હતા. આટલા ટૂંકા વખતમાં અને લૂંટફાટ તથા અશાન્તિના બારીક સમયમાં હિંદુસ્તાન જેવા મોટા દેશમાં ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચીમ સુધી ત્રણ વખત પારક્રમણ કરી, શ્રીઠાકોરજીની સેવામાં હમેશાં ઘણો વખત વ્યતીત કરવાની સાથે વેદ ગીતા તથા શ્રીમદ્‌ભાગવતની અનેક સ્થળોએ પારાયણ કરી, જીજ્ઞાસુઓને બોધ આપી અનેક ગ્રંથો તેઓશ્રીએ સંસ્કૃતમાંજ રચ્યા છે.

તેઓશ્રીએ લખેલા ગ્રંથો પૈકીમાં નીચેના મુખ્ય ગ્રંથો છે. શ્રીમદ્‌ભાગવત ઉપર સુબોધિની નામની ટીકા, અણુભાષ્ય, જૈમિનીસૂત્રભાષ્ય, તત્ત્વદીપ, તેની પ્રકાશ નામની ટીકા, પૂર્વમીમાંસાકારિકા, બ્રહ્મસૂત્રવૃત્તિ, પત્રાવલંબન; ષોડશગ્રંથ વગેરે, શ્રીવલ્લભાચાર્યજીના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી ( શ્રીગુંસાંઈજી ) એ પણ શ્રીઠાકોરજીની સેવામાં પરાયણ રહી અવકાશનો સદુપયોગ કરી વિદ્વન્મંડન, પ્રબોધ, નવવિજ્ઞપ્તિ, શ્રીસુબોધિની ઉપરનાં ટિપ્પણીજી આદિ આશરે વીસ ગ્રંથો લખ્યા છે.

શ્રીપુરુષોત્તમજી મહારાજનું પ્રાકટ્ય સત્તરમાં સૈકામાં થયું હતું. તેઓશ્રીએ વેદ અને સ્મૃતિ વગેરે તમામ શાસ્ત્રોનું ઘણી સારી રીતે દોહન કરી નવલાખ શ્લોકનું પૂર થાય, એટલા ગ્રંથો લખેલા છે. તેમનું જીવન વૃત્તાંત તત્ત્વદીપનિબંધશાસ્ત્રાર્થપ્રકરણનો તરજુમો રા. બા. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસે હાલમાં બહાર પાડયો છે, તેની પ્રસ્તાવનામાં આપવામાં આવ્યું છે, તે વાંચવાની તમામ જીજ્ઞાસુઓને સવિનય પ્રાર્થના કરીએ છીએ.

ગોસ્વામી શ્રીહરિરાયજીએ આશરે ૩૦૦ ઉપરાંત ગ્રંથો લખેલા છે, તેમાંના કેટલાક બૃહત્સ્તોત્રસરિત્સાગરના દ્વિતીય ભાગમાં શ્રીયુત ગોવર્ધનદાસ લક્ષ્મીદાસે છપાવી પુષ્ટિમાર્ગના અનુયાયીઓ ઉપર મોટો ઉપકાર કર્યો છે.

આ સંપ્રદાયમાં કેટલું સાહિત્ય છે તેનો વાસ્તવિક ખ્યાલ આપવા વિદિત કરવાની જરૂર છે કે શ્રીવેદવ્યાસના બ્રહ્મસૂત્ર ઉપર, શ્રીવલ્લભાચાર્યજીએ અણુભાષ્યનો ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથ ઉપર તેમની પછીના આચાર્યશ્રીઓએ, પ્રકાશ, રશ્મિ, વૃત્તિ, પ્રદીપ,

વિવરણ વગેરે નામની-સંસ્કૃતમાં ટીકાઓ લખેલી છે. આ ટીકાઓ સાથે અણુભાષ્યના ગ્રંથનો તરજુમો છપાવવામાં હજારો રૂપીઆનો ખર્ચ થાય તેમ છે. શ્રીવલ્લભાચાર્યજીએ શ્રીમદ્‌ભાગવતના અમુક સ્કંધો ઉપર શ્રીસુબોધિની નામની અપૂર્વ વિદ્વત્તાવાળી ટીકા લખી છે. અને આ ટીકા ઉપર તેમની પછીના આચાર્યશ્રીઓએ પ્રકાશ, વિવરણ, લેખ, યોજના, કારિકા, વગેરે નામની ટીકાઓ લખેલી છે. શ્રીસુબોધિની ટીકા, આ તમામ ટીકાઓ સાથે ગૂજરાતી તરજુમા સાથે છપાવતાં આખરે એંશી હજાર રૂપીઆના ખર્ચનો અડસટ્ટો કરવામાં આવ્યો છે.

આ ઉપરથી આ સંપ્રદાયનું સાહિત્ય કેટલું બહોળું છે તેનો સહજ થાય ખ્યાલ આવી શકશે.

આ સંપ્રદાયમાં કયા કયા ગ્રંથો છે અને તેમાં કેવા વિચાર જણાવેલા છે તેની માહિતી મેળવવાનો પ્રયાસ પણ કર્યા સિવાય આ સંપ્રદાય ઉપર અને સંપ્રદાયના સિદ્ધાન્તો ઉપર કેવળ દુરાગ્રહથી અને સંપ્રદાયનો દ્રોહ કરવાના વિચારથી, તદ્દન ખોટા અને પાયા વિનાના આક્ષેપો કેટલીક વખત મૂકવામાં આવે છે. બંન્ને બાજુના વિચારો જાણ્યા સિવાય અને તેની તુલના કર્યા સિવાય શુદ્ધાદ્વૈતના અમુક સિદ્ધાન્તો વેદવિરુદ્ધ છે એમ કહેવાનો કોઇ વિચારશીલ મનુષ્યને હક્ક નથી, વેદ, ઉપનિષદો, ગીતા વગેરે ગ્રંથો લક્ષપૂર્વક વાંચી, તેમાં બતાવેલા વિચારોનું સ્વસ્થ ચિત્ત રાખી પૃથક્કરણ કરી, અમારા આચાર્યશ્રીઓના ગ્રંથોનું શુદ્ધ બુદ્ધિથી, અવગાહન કરો, અને પછી આપની સંસ્કાર પામેલી બુદ્ધિ આપને એમ સૂચવે કે શુદ્ધાદ્વૈતના વિચારો વેદવિરુદ્ધ છે, તો તેનો ભલે સ્વીકાર કરો નહો. નિષ્પક્ષપાત બુદ્ધિથી, પુષ્ટિમાર્ગના, શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તોની તુલના કરવાથી એવો નિશ્ચય થશે કે પરબ્રહ્મ, જીવ, જગત અને સંસારનાં સ્વરૂપ વિષેના અને આ સંપ્રદાયના બીજા સિદ્ધાન્તો વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્‌ભાગવત પ્રતિપાદિત છે. શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તો શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ પંદર અગર સોલમાં સૈકામાં પ્રથમજ પ્રતિપાદન કર્યા છે, એવો દાવો આ સંપ્રદાયના કોઇ આચાર્યશ્રીએ અગર કોઇ અનુયાયીએ રાખ્યો નથી અને રાખતા નથી. શુદ્ધાદ્વૈતનું ઇશ્વરપ્રણીત વેદમાં, ગીતામાં બ્રહ્મસૂત્રમાં અને ભાગવત વગેરે ગ્રન્થોમાં પ્રતિપાદન થએલું છે. કાળાન્તરે બુદ્ધ, જૈન, તથા માયાવાદ વગેરેનું જોર વધ્યું તે વખતે શુદ્ધાદ્વૈત કલુષિત થઇ ગયું હતું, તેનો શ્રીવલ્લભાચાર્યજીએ વેદનેજ મુખ્ય પ્રમાણ માની ઉદ્ધાર કર્યો છે.

શુદ્ધાદ્વૈતના મુખ્ય સિદ્ધાન્તોનું સરળ ગૂજરાતી ભાષામાં યથાશક્તિ દિગ્દર્શન કરવાનું આવશ્યક જણાયાથી આ ગ્રંથ જીજ્ઞાસુઓની સમક્ષ રજુ કર્યો છે. એકજ ગ્રંથમાં તમામ વિષયોનો સમાસ કરવાથી ગ્રંથ મોટો થવાનો સંભવ જણાયાથી ત્રણ, ચાર ભાગમાં પ્રસિદ્ધ કરવાનું ઉચિત ધાર્યું છે.

આ ગ્રંથ લખવો શરૂ કર્યો તે પહેલાં ૧૦૮ ઉપનિષદો છપાયાં છે તે પાલણપુર હાઇસ્કુલના આસીસ્ટન્ટ મી. કેશવલાલ બાપાલાલ બી. એ. ની મદદથી હું વાંચી ગયો છું,

અને તેમાં બતાવેલા વિચારોનું બનતી સંભાળથી પૃથક્કરણ કર્યું છે, તેવીજ રીતે શ્રીમદ્ ભાગવત અને શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ બતાવેલા વિચારોનું ઉક્ત ગ્રંથોમાંથી પ્રમાણો આપી સમર્થન કરવામાં આવ્યું છે.

કદાચ શુદ્ધાદ્વૈતના કોઇ સિદ્ધાન્તની બાબતમાં મારી કાંઇ સમજ ફેર થઇ હોય તો તેના માટે હું જવાબદાર છું.

આ ગ્રંથમાં કોઇ સંપ્રદાય અગર વ્યક્તિની નિંદા કરવામાં આવી નથી. વિચારોનું ખંડનમંડન તો કરવામાં આવ્યું છે. તેમ કર્યા વિના કયો વિચાર અગર સિદ્ધાન્ત વેદ, ગીતા અને બ્રહ્મસૂત્ર પ્રતિપાદિત છે એ બતાવી શકાય નહીં.

મારા નાના ભાઇ વ્રજલાલ નાની વયમાં ગોલોકવાસી થવાથી તેમનાં સ્મરણાર્થે મારા વતન ધંધુકામાં એક પાઠશાલા સ્થાપવાનો મારો પ્રથમ વિચાર હતો પણ આવી સંસ્થાને સારા પાયા ઉપર મૂકવાનું મને અશક્ય જણાયાથી પંદરસે રૂપિયાની રકમ પુષ્ટિમાર્ગીય ગ્રન્થો પ્રસિદ્ધ કરવા અને કરાવવા મેં જુદી કાઢી છે. આ રકમમાંથી આ ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો છે અને બીજા ગ્રન્થો પણ પ્રસિદ્ધ થશે.

હાલના સમયમાં રૂપસેવા તરફ જેવું લક્ષ અપાય છે તેવું લક્ષ નામસેવા તરફ અપાતું નથી તેને લીધે પુષ્ટિમાર્ગનું ઘણું સાહિત્ય બહાર પડયું નથી. હાલમાં આ કામ કેટલાક આચાર્યશ્રીઓએ તથા વૈષ્ણવ ગૃહસ્થોએ મન ઉપર લીધું છે તો થોડા વખતમાં આ સંપ્રદાયનાં સંખ્યાબંધ ગ્રન્થો સંસ્કૃતમાં, ગુજરાતીમાં અને ઇંગ્રેજીમાં બહાર પડશે એવી ઉમેદ છે.

શુદ્ધાદ્વૈતના મુખ્ય સિદ્ધાંતો સમજવામાં જો આ ગ્રંથ ઉપયોગી નીવડશે તો મારો શ્રમ સફલ થયો છે, એમ માની હું કૃતાર્થ થઇશ.

પાલનપુર
તા. ૬-૩-૧૯૧૦

પટવારી રણછોડદાસ વૃન્દાવનદાસ.

# દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ ખલાસ થઇ જવાથી તથા તેની ઘણીજ માગણી થતી હોવાથી ગ્રંથના લેખક શ્રીયુત **રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી** બી. એ. એલ્. એલ્. બી. ( માજી દિવાન–ગોંડલ, પાલનપુર અને મોરબી સ્ટેઇટ્સ ) સાહેબે શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા ( અમદાવાદ ) તરફથી પ્રકટ કરવાને અનુમતિ આપેલી હોવાથી આ ગ્રંથ પ્રકટ કરવામાં આવે છે. આ ગ્રંથનાં મુદ્રણમાં પણ શ્રીયુત પટવારીજીએ દ્રવ્યનું તમામ ખર્ચ સંસ્થા પુસ્તક વેચીને તેમને પરત આપે એ શરતે આપ્યું છે. માટે સંસ્થા તરફથી તેમનો ખાસ આભાર માનવામાં આવે છે. શ્રી. પટવારીજીએ આ પુસ્તકમાં ઘણી સરળ ભાષામાં અને યોગ્ય દલીલોથી પોતાના વિષયને સમજાવ્યો છે તેથી આશા છે કે વૈષ્ણવો તથા બીજાઓને પણ તે ઉપયુક્ત થઇ પડશે.

પ્રૂફ શાસ્ત્રીજી **વસંતરામ હરિકૃષ્ણે** શોધ્યાં છે તે માટે તેમનો પણ ઉપકાર અત્ર માનવામાં આવે છે.

રાધાષ્ટમી,
સંવત ૧૯૮૫.
૧૧૧૦, રીચીરોડ—અમદાવાદ.

**સાંકળચંદ જે. શાહ.**
**જેઠાલાલ ગો. શાહ.**
મંત્રીઓ—પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા, **અમદાવાદ.**



**શ્રીયુત રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી.**

B. A. LL. B. Vakil High Court.

[ આ ગ્રન્થના લેખક, શ્રીમદ્વૈષ્ણવપરિષદ્‌ના એક સ્થાપક પ્રમુખ અને મંત્રી, અન્ય સાંપ્રદાયિક ગ્રન્થોના લેખક, પાલનપુર, ગોંડલ અને મોરબીના પૂર્ણ યશસ્વી વાનપ્રસ્થ દિવાનસાહેબ. ]

કીનાક્ષ પ્રી. વર્ક્સ.

॥श्रीकृष्णाय नमः॥

# પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત

અથવા

# શુદ્ધાદ્વૈતનાં મૂલતત્ત્વો.

## [ભાગ પહેલો.]

## પ્રકરણ ૧ લું.

### પુષ્ટિ–અનુગ્રહ.

જ્યારથી સૃષ્ટિનો આર્વિભાવ થયો છે ત્યારથી જૂદી જૂદી પ્રકૃતિવાળાં મનુષ્યો થયાનું સનાતન ગ્રંથો ઉપરથી જણાય છે. ગીતાજીમાં પણ શ્રીકૃષ્ણે અર્જુનને જ્ઞાન આપતાં કહ્યું છે કે "द्वौ भूतसर्गौ" એટલે દૈવી અને આસુરી પ્રકૃતિ મૂળથીજ ચાલી આવે છે. આ વિચાર સ્વામી દયાનંદસરસ્વતીએ પણ વેદનાં કેટલાંક પ્રમાણો આપી ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકામાં સ્વીકાર્યો છે. ભિન્ન ભિન્ન પ્રકૃતિને લીધે ધર્મની બાબતમાં મનુષ્યોની ભિન્ન ભિન્ન રુચિઓ જોવામાં આવે છે. અને દરેકની પ્રકૃતિ અને રુચિ એકસરખાં નહિ હોવાથી જેનો જેવો અધિકાર તેવોજ બોધ આપવા ઈશ્વરપ્રણીત વેદમાં, ગીતાજીમાં તથા શ્રીમદ્ભાગવત વગેરે ગ્રંથોમાં કર્મ, ઉપાસના અને જ્ઞાનનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રભુ ઉપર અનન્ય અને નિષ્કામ પ્રેમ ઉત્તમ અધિકારીનેજ પ્રાપ્ત થાય છે, એવો આ તમામ ગ્રંથોનો સિદ્ધાંત છે. તે બાબતમાં વિસ્તારથી યોગ્ય સ્થળે લખવામાં આવશે. જેઓને પ્રભુના ખરા સ્વરૂપનું અને શુદ્ધ ભક્તિરસનું ભાન નથી તેઓ કેટલીએક વખત ભક્તિમાર્ગનો દ્રોહ કરે છે અને કેવળ ખોટા આક્ષેપો મૂકવામાંજ આનંદ માને છે. પુષ્ટિમાર્ગમાં "પુષ્ટિ" શબ્દ કેવા અર્થમાં શ્રીવલ્લભાચાર્યજીએ ચારસો વર્ષ પહેલાં પોતે લખેલા ગ્રંથોમાં વાપર્યો છે, તે વિષે ઘણા ગ્રંથોમાં, માસિકોમાં અને ચોપાનીયાઓમાં સંખ્યાબંધ પ્રમાણો આપી સ્પષ્ટતાથી બતાવ્યું છે. તેમ છતાં પુષ્ટિમાર્ગનો માત્ર દ્રોહ કરવાની ખાતર કેટલાક વિદ્વાન માણસોએ પણ પુષ્ટિનો અર્થ "ખાવું પીવું અને પુષ્ટ થવું" એવો કર્યો છે, અને આવો

પુષ્ટિ–અનુગ્રહ.

ખોટો અર્થ કરી આ સંપ્રદાય ઉપર પાયા વિનાના આક્ષેપો મૂકવામાં આવ્યા છે. આ આક્ષેપો ખોટા છે અને પુષ્ટિમાર્ગના તમામ સિદ્ધાન્તો વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને બીજા પ્રમાણુ તરીકે મનાતા ગ્રંથોથી પ્રતિપાદિત છે એવું બતાવવાનો આ ગ્રંથનો ઉદ્દેશ છે.

૨ પુષ્ટિનો અર્થ પોષણુ થાય છે, અને પોષણુનો અર્થ અનુગ્રહ છે. શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે ભગવાનનો અનુગ્રહ તેજ પોષણુ અને તેજ પુષ્ટિ. સંપ્રદાયના અણુભાષ્ય નામના ગ્રંથમાં કહ્યું છે કે–"પુષ્ટિમાર્ગ [1]ભગવાનના અનુગ્રહથીજ સાધ્ય છે." તેમ તત્ત્વદીપનિબંધ નામના ગ્રંથના ભાગવતાર્થપ્રકરણુમાં લખ્યું છે કે "શ્રીકૃષ્ણુનો[2] અનુગ્રહ તેજ પુષ્ટિ." તેજ ગ્રંથમાં અન્ય સ્થળે પુષ્ટિનો અર્થ અનુગ્રહ છે એમ કહેલું છે. તેમના સિદ્ધાંતમુક્તાવલી નામના ગ્રંથમાં પણ કહ્યું છે કે "પુષ્ટિમાર્ગમાં પ્રભુનો[3] અનુગ્રહજ નિયામક છે," પુષ્ટિપ્રવાહમર્યાદા[4] નામના ગ્રંથમાં પણ તેમજ કહ્યું છે. આ સિવાયનાં ઘણાં પ્રમાણો નિ:સાધનભક્તિના વિષય ઉપર અપાશે.

*પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોમાં વિષયસુખનો ગંધ પણ નથી.*

૩ ઇંદ્રિયોનાં વિષયસુખ ( લૌકિક ભોગ ) ના સંબંધમાં તો શ્રીવલ્લભાચાર્યજીએ પોતાના ગ્રંથમાં પુનઃ પુનઃ આજ્ઞા કરી છે, કે **વિષયોનું કદી સેવન કરવું નાહ.** સંન્યાસનિર્ણય નામના ગ્રંથમાં તેઓશ્રીએ કહ્યું છે કે "જેનું[5] ચિત્ત વિષયાક્રાંત છે તેનામાં પ્રભુનો આવેશ કદાપિ થતો નથી. સિદ્ધાંતમુક્તાવલીમાં કહ્યું છે કે "જે [6]માણુસ અહંતામમતાત્મક સંસારમાં લુબ્ધ રહી પ્રભુનું ભજન કરે છે, તેને દુ:ખનો અનુભવ થાય છે," તેજ ગ્રંથમાં આજ્ઞા કરી છે કે "અહંતામમતાત્મક[7] સંસારમાંથી ચિત્ત ખેંચી લઇ પરબ્રહ્મ પરમાત્મા કૃષ્ણુનુંજ સારી રીતે ચિંતન કરવું. તેજ ગ્રંથમાં વળી કહ્યું છે કે "લૌકિક[8] ભોગની ઇચ્છા રાખી જો શ્રીકૃષ્ણુની ભક્તિ કરવામાં આવે, તો તેના પરિણામે ક્લેશજ થાય છે." 'વિવેકધૈર્યાશ્રય'માં કહ્યું છે કે "પોતાના[9] ભોગ માટે ઇંદ્રિયોના કર્મોનો, શરીરથી, વાચાથી અને મનથી ત્યાગ કરવો." ભકિતવર્ધિની ગ્રંથમાં આજ્ઞા કરી છે કે હરિના સ્થાનમાં પણ એવી રીતે રહેવું, કે "**ચિત્તમાં[10] કામાદિનો પ્રવેશ ન થાય.**" જલભેદનામના ગ્રંથમાં વેશ્યા વગેરે ગાયન કરનારાઓ માટે કહ્યું છે કે "તેઓ[11] તો ગર્ત કહેતાં ખાડા જેવા છે." તેજ ગ્રંથમાં પ્રભુનાં શુદ્ધ ગુણો ગાનારની પ્રશંસા કરતાં કહ્યું છે કે "જેનામાં[12] રાગ, અજ્ઞાનાદિ ભાવોનો સર્વથા નાશ થયો હોય, તેજ પ્રશંસા કરવા લાયક છે." પંચ–પદ્યાનિ નામના ગ્રંથમાં શ્રોતાઓનું લક્ષણુ જણાવતાં તેઓશ્રીએ આજ્ઞા કરી છે કે, "જે માણુસનું[13] ચિત્ત પ્રભુમાંજ છે, તે ઉત્તમ શ્રોતા છે, અને પ્રભુ સિવાય બીજામાં જેનું ચિત્ત આસક્ત

---

૧ પુષ્ટિમાર્गोऽनुग्रहैकसाध्यः। २ कृष्णानुग्रहरूपा हि पुष्टिः। ३ अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः ४ भक्तिमार्गस्य कथनात् पुष्टिरस्तीति निश्चयः। ५ "विषयाक्रांतदेहानां नावेशः सर्वथा हरेः" ६ संसारी यस्तु भजते स दुःखभाक्" ७ विमुक्तः सर्वलोकतः, कृष्णमेव विचिन्तयेत्. ८ "लोकार्थी चेद् भजेत् कृष्णं क्लिष्टो भवति सर्वथा. ९ स्वयमिंद्रियकर्माणि कायवाङ्मनसा त्यजेत्" ॥ १० "चित्तं न दुष्यति." ११ गर्तसंज्ञिताः। रागाज्ञानादिभावानां सर्वथा नाशनं यदा." १२ "अन्यासक्तास्तु ये केचिदधमाः परिकीर्तिताः"

છે, તેઓ અધમ છે." નિરોધલક્ષણનામના ગ્રંથમાં કહ્યું છે કે "સંસારાવેશથી દુષ્ટ થયેલી ઇંદ્રિયોના કલ્યાણમાટે પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણમાંજ તમામ ઇન્દ્રિયોને જોડવી. સિદ્ધાંતમુક્તાવલિમાં તેઓશ્રીએ આજ્ઞા કરી છે કે પ્રભુમાં તલ્લીન ચિત્ત રાખવું તે માનસી સેવા છે. તનુજા, વિત્તજા અને માનસી સેવામાં માનસી સેવા ઉત્તમ છે. તે સેવા સિદ્ધ કરવાનો ઉદ્દેશ રાખવા તમામ જીવોને તેઓશ્રીએ આજ્ઞા કરેલી છે. આ ગ્રંથમાં આ પ્રમાણે બોધ આપી સેવાફલનામના ગ્રંથમાં માનસી સેવા સિદ્ધ થવામાં ક્યાં ક્યાં વિઘ્નો છે, તે બતાવતાં કહ્યું છે કે, વિષયોનો ભોગ ખાસ બાધકરૂપ છે, માટે તેનો અવશ્ય ત્યાગ કરવો. શ્રીમદ્‌ભાગવતઉપર તેઓશ્રીએ વિરચિત શ્રીસુબોધિની નામની ટીકામાં કહ્યું છે કે "જેઓનાં[1] ચિત્ત વિષયાવિષ્ટ છે, તેમનાથી પરમાત્મા વિષ્ણુનો આવેશ તદ્દન દૂર છે." તેજ ગ્રંથમાં અન્ય સ્થળે આજ્ઞા કરી છે કે "જ્યાં સુધી[2] કામ વગેરે દોષો નષ્ટ થતા નથી, ત્યાં સુધી ભક્તિ ઉત્પન્ન થતી નથી." બીજા ગ્રંથોમાં પણ તેઓશ્રીએ લખ્યુ છે કે "જે [3]માણસો વેદવિરુદ્ધ થોડું ઘણું આચરણ કરે છે તે પાખંડી છે." અન્ય સ્થળે આજ્ઞા કરી છે કે "જેઓ [4]ધર્મમાર્ગનો ત્યાગ કરી અધર્મના માર્ગમાં ચાલે છે તેઓ ઘોર નરકમાં પડે છે." તેઓશ્રીના બીજા ગ્રંથમાં લખ્યું છે કે "ઇન્દ્રિયોની[5] સ્થિતિ ઘોડા જેવી છે; માટે તેનો સારી રીતે નિગ્રહ કરવો."

૪ શ્રીવલ્લભાચાર્યજીના ગ્રંથોમાંથી ઘણાં પ્રમાણો પૈકીના થોડાંજ ઉપર ટાંક્યાં છે. એઓશ્રીની પછીના આચાર્યશ્રીઓએ સંખ્યાબંધ ગ્રંથો લખેલા છે. તેમાં પણ આવીજ પુનઃ પુનઃ આજ્ઞા કરેલી છે. શ્રીહરિરાયજીએ કામાખ્યદોષવિવરણનામનો ગ્રંથ લખેલો છે. તેમાં પણ કામ દરેક રીતે ત્યાજ્યજ છે એમ કહેલું છે. એટલે વિષયભોગના સંબંધમાં વેદ, ગીતાજી, ભાગવત વગેરેમાં જેવી આજ્ઞા કરી છે, તેવીજ આજ્ઞા પુષ્ટિમાર્ગીય ગ્રંથોમાં પણ કરેલી છે. ખાવું પીવું અને વિષયનો ભોગ કરવો એવા અર્થમાં પુષ્ટિશબ્દ વપરાયો છે એવો નીચ આક્ષેપ મૂકતાં પહેલાં પોતાની અક્કલનો ઉપયોગ કરી એટલો તો દરેક સુજ્ઞ વિચાર કરવો જોઇએ કે જે આચાર્યશ્રીએ વેદનાજ આધારે ઊંડા તત્ત્વજ્ઞાનના સંખ્યાબંધ ગ્રંથો લખી તે વખતના વિદ્વાન્ પંડિતોનો ઘણો ઉચ્ચ અભિપ્રાય મેળવી પુષ્ટિમાર્ગની વિજયપતાકા આખા હિંદુસ્થાનમાં ઉરાડી હશે તે આચાર્ય ખાવું પીવું અને વિષયભોગ ભોગવવો એ માણસનું કર્તવ્ય છે એવો બોધ કદી પણ આપે ખરા? તેમને ન્યાય આપવાની ખાતર, અને સત્યની ખાતર, આવો આક્ષેપ મૂકતાં પહેલાં તેઓશ્રીના કેટલા ગ્રંથો છે અને તેમાં શું લખેલું છે તેની માહિતી, તેમને હોવી જોઇએ.

૫ પુષ્ટિશબ્દ પ્રભુના અનુગ્રહના અર્થમાં વપરાયો છે તે આપણે જોયું. આ ભક્તિમાર્ગમાં પ્રભુની કૃપાનુંજ અવલંબન કરવામાં આવે છે, અને પ્રભુનોજ આશ્રય રાખવો એવો આ માર્ગનો સિદ્ધાન્ત છે. આ વિચાર વૈદિક છે કે કેમ તેનો આપણે

---

१ विषयाविष्टचित्तानां विष्ण्वावेशः सुदूरतः। २ कामादीनां शिथिलत्वे भक्तिर्नोत्पत्स्यते। ३ वेदमार्गविरोधेन येषां करणमण्वपि। ते हि पाखंडिनो ज्ञेयाः। ४ धर्ममार्गं परित्यज्य छलेनाधर्मवर्तिनः। पतंति नरके घोरे। ५ इन्द्रियाश्वनिविनिग्रहः।

વિચાર કરીએ. વેદ, ગીતાજી તથા **શ્રીમદ્ભાગવતનાં પ્રમાણોમાં** ઉતરતાં **પહેલાં એટલું** વિદિત કરવાની રજા લઉં છું કે કોઈપણ ધર્મ, કોઇપણ સંપ્રદાય કે કોઇપણ માર્ગ એવો નથી કે જેમાં પોતાના ઈષ્ટદેવની કૃપાનું અવલંબન કરવાનું કર્તવ્ય મનાતું ન હોય. મુસલમાનો અને ખ્રીસ્તીઓ પણ પ્રભુની કૃપાની અપેક્ષા રાખે છે. આપણા આર્યસમાજસ્થ ભાઇઓ પ્રભુનું નિરાકાર સ્વરૂપ માની નિરાકાર પ્રભુની સ્તુતિ અને ઉપાસના કરે છે. આ સંસ્થાના સ્થાપનાર સ્વામી દયાનંદ સરસ્વતીએ લખેલાં ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા અને સત્યાર્થપ્રકાશમાંથીજ પ્રમાણો આપી પ્રભુની કૃપાનું અવલંબન કરવું એજ જીવનો ધર્મ છે એવો વેદનો સિદ્ધાંત છે અને તેજ સિદ્ધાન્ત તેમણે પણ સ્વીકાર્યો છે એવું નિર્ણયકારક રીતે તેમનીજ કબૂલાતથી બતાવીશું.

૬ ઋગ્વેદાદિ ભા. ભૂ. ના પાને ૧ તૈત્તિરીય આરણ્યકમાંથી મંત્ર આપેલો છે તેનો તરજુમો કરતાં સ્વામીજીએજ લખ્યું છે કે "હે સર્વશક્તિમાન્ ઇશ્વર! આપની **કૃપા, રક્ષા અને સહાયથી** અમે પરસ્પર એક **બીજાની** રક્ષા કરીએ. આપના **અનુગ્રહથી** અમો સદા આનંદને ભોગવીએ. હે **કૃપાનિધે!** આપ **કૃપા કરી** અમને નિરંતર સહાય કરો."

૭ પુષ્ટિમાર્ગના શરણભાવ સિદ્ધ કરવાના સિદ્ધાંતની સ્વામીજીએ નિંદા કરી છે; પણ ઉક્ત ગ્રંથનાં પાનાં ૨-૩ જોવાથી જણાશે કે, તેઓ પોતેજ ઇશ્વરનું શરણ પ્રાપ્ત કરવાની ઇચ્છા જણાવે છે. તેજ પાને પોતે લખ્યું છે કે **ઇશ્વરકૃપાથી** આ ભાષ્ય રચું છું. પાને ૪ થે પ્રભુની સ્તુતિ કરતાં કહ્યું છે કે, "હે પ્રભુ! આ મારો પ્રયત્ન **આપની સહાયતાથી સિદ્ધ** થાઓ." યજુર્વેદનો મંત્ર ટાંકી તેના તરજુમામાં કહ્યું છે કે, "હે **પરમકારુણિક** પ્રભુ, આપની **કૃપાથીજ, જીવમાત્રને વિદ્યા વિજ્ઞાન આપે છે** અને **પ્રભુની આશ્રયરૂપ છાયાજ મોક્ષનું** કારણ **છે.** તેમની **અનાશ્રયરૂપ અછાયા અર્થાત્ અકૃપા જન્મમરણરૂપ ચક્રમાં નાખનારી છે,** આવા પરમાત્માની પ્રાપ્તિને માટે **સત્યપ્રેમ ભક્તિરૂપી સાધનો** વડે અમો પૂજન કરીએ છીએ કે જેથી, તેની **કૃપા થાય,** અને મોક્ષની પ્રાપ્તિ થાય." પાને ૧૦મે યજુર્વેદનો મંત્ર છે તેનો એવો અર્થ છે કે, "હે સર્વશક્તિમાન્ પરમેશ્વર! તારી **ભક્તિ** અને **કૃપાથીજ** જગત્ માત્ર અમને સર્વદા ઉપદ્રવ વિનાનું **થાઓ."** તેજ પાને તેજ વેદનો બીજો મંત્ર છે, તેનો એવો અર્થ છે કે, "હે પ્રભુ, આપની **કૃપાવડે** સર્વદા જગત્ માત્ર અમને સુખકારક રહે, અને આપની **કૃપાથી** અમે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરીએ." તેજ વેદનો પાને ૧૧મે મંત્ર છે તેનો **અર્થ સ્વામીજીએ** એવો કર્યો છે કે "હે ભગવન્ **કૃપાનિધે,** મારૂં મન **આપની કૃપાથી** સારા સંકલ્પવાળુ થાઓ." તેજ જગ્યાએ સ્વામીજીએ **પ્રભુની કૃપા** માગી છે. પાને ૧૪મે વેદ સંબંધી લખતાં **સ્વામીજીએ** લખ્યું છે કે પ્રભુએ **પરમકૃપા** કરીને સર્વ મનુષ્યો માટે વેદનો ઉપદેશ કર્યો છે. પાને ૬૮મે શતપથબ્રાહ્મણમાંથી પ્રમાણ સ્વામીજીએ આપેલું છે તેનો તરજુમો કરતાં શરૂઆતમાંજ કહેલું છે કે "હે જગદીશ્વર, આપની **કૃપાથી** અમારા

શ્રુતિ તથા ગીતાજી પ્રભુકૃપાનું અવલંબન કરવાથીજ આજ્ઞા કરે છે.

પ્રાણ વગેરેનું આરોગ્ય રહો." પાન ૮૦ માં યજુર્વેદનો મંત્ર છે, ત્યાં કહ્યું છે કે "હે સર્વ દુઃખવિનાશક ઇશ્વર, મારા ઉપર **કૃપા** કરો કે જેથી હું સત્ય ધર્મને યથાવત્ જાણું." તેજ પાને તેજ વેદનો બીજો મંત્ર છે તેમાં કહ્યું છે કે, "સર્વ **મનુષ્યોએ ઇશ્વરનીજ સહાયની ઇચ્છા કરવી, કારણ કે તેની સહાયતા વિના સત્ય ધર્મનું જ્ઞાન પ્રાપ્ત થતું** નથી." પાને ૮૧ મેં સ્વામીજી લખે છે કે "ઇશ્વરના **અનુગ્રહ ઇચ્છનાર ઉપરજ** પરમેશ્વર દયા કરે છે." પાન ૧૦૮ માં ઋગ્વેદનો મંત્ર આપ્યો છે તેમા તરજુમામાં લખ્યું છે કે, "હે **પ્રભો**! મને પરલોકનું **મોક્ષાખ્ય પદ તારા કૃપાકટાક્ષ તથા ઇચ્છા વડે પ્રાપ્ત થાઓ.** અને સર્વ લોકનું રાજ્ય તથા સુખ મને તારી **કૃપાથી** પ્રાપ્ત થાઓ." પાન ૧૨૩ માં યજુર્વેદનો મંત્ર છે, તેના તરજુમાના છેલ્લા ભાગમાં લખે છે કે, "અમારામાં સર્વોત્તમ ગુણ તથા ઐશ્વર્ય આવે એવી અમે પ્રાર્થના કરીએ છીએ. હે ભગવન્! **કૃપાનિધિ!** અમારી સર્વ ઇચ્છા આપ પૂર્ણ કરો.' તેજ પાને યજુર્વેદનો મંત્ર છે. ત્યાં કહ્યું છે કે, "**આપના કટાક્ષથીજ** મને સારા વિચારો આવો." પાને ૧૨૪ મેં સ્વામીજી લખે છે કે "સર્વથી ઉત્તમ **મોક્ષસુખથી તે ક્ષુદ્ર ઐહિક** સુખોની યાચના મનુષ્યોએ કેવળ ઇશ્વર પાસેથીજ કરવી જોઇએ. પાને ૧૨૬ મેં યજુર્વેદનો મંત્ર છે તેના અર્થમાં લખ્યું છે કે "જ્યારે યોગી ઇશ્વરમાં પોતાનું મન જોડે છે ત્યારે તેની **બુદ્ધિને પરમેશ્વર પોતાની કૃપાવડે પોતાનામાં નિયુક્ત કરી લે છે.**" તેજ પાને યજુર્વેદનો બીજો મંત્ર છે. તે આખા મંત્રનો તરજુમો નીચે પ્રમાણે છે. "અંતર્યામી ઇશ્વર યોગીના **શુદ્ધ પ્રેમભાવથી પોતાની કૃપાવડે તેને પોતાનામાં યુક્ત કરી સ્વકૃપાધાર વૃત્તિવડે તેના આત્મામાં અનન્ત પ્રકાશ અને દિવ્ય સ્વરૂપનો પ્રકાશ કરે છે: અને સત્યભક્તિ કરનાર યોગીને મોક્ષનું** દાન **આપી આનંદમાં રાખે છે.**" પાને ૧૨૮ મે અથર્વવેદનો મંત્ર છે તેમાં લખ્યું છે કે "હે પ્રભુ, મારી દશ ઇંદ્રિયો વગેરે સુખદાતા થઇ રાત્રિદિવસ આપની ઉપાસના કરે અને આપની **કૃપાથી યોગ પ્રાપ્ત** કરી ક્ષેમને પ્રાપ્ત કરે." પાને ૧૫૩ મેં છાન્દોગ્યઉપનિષદ્‌નું પ્રમાણ આપ્યું છે. તેના તરજુમામાં સ્વામીજી લખે છે કે "હે પ્રભુ **આપ કૃપા કરીને** સદા મને આપની પાસે રાખો." પાને ૨૪૪ મેં યજુર્વેદનો મંત્ર છે તેનો તરજુમો કરતાં લખ્યું છે કે "આનંદથી પૂર્ણ પરમેશ્વર જગદીશ્વર સદા **તેની કૃપા વડે** અમને સહાય થઇ અમારો રક્ષક થાય અને અમે તેની નિત્ય પ્રેમથી ભક્તિ કરીએ." સત્યાર્થ પ્રકાશ જોવાથી જણાશે કે ત્યાં પણ મંત્રોના તરજુમામાં પ્રભુકૃપાનું અવલંબનજ લખ્યું છે.

પ્રભુનું નિરાકાર સ્વરૂપ માનનાર સ્વામીજી દયાનંદજી પણ પ્રભુકૃપાનું અવલંબન કરે છે.

૮ ઉપરનાં તમામ પ્રમાણો વેદનાંજ છે એટલુંજ નહીં પણ સ્વામીજીએ પોતાના ગ્રંથમાં આ તમામ પ્રમાણો ટાંક્યાં છે, અને તરજુમાના શબ્દો ઉપર ટાંક્યાં છે તે પણ સ્વામીજીનાંજ છે. સ્તુતિ કરતાં દરેક સ્થળે જીવે પ્રભુની કૃપા માગી છે. સ્વામીજી પોતાના માટે પણ પ્રભુની કૃપાજ માગે છે. પ્રભુની કૃપા વિના પ્રભુની પ્રાપ્તિ થઇ શક્તી નથી,

અને પ્રભુ પોતેજ સ્વસામર્થ્યથી પોતાના સ્વરૂપનું દાન ઉત્તમાધિકારી જીવને આપે છે. એ સિદ્ધાન્ત ઉપર વેદ તથા ગીતાનાં પ્રમાણો હવે પછી વિસ્તારથી લખાશે.

ઉપનિષદ્‌નાં પ્રમાણો.

૯ હવે પ્રભુની કૃપાનું અવલંબન કરવાની જેવી આજ્ઞા વેદમાં કરી છે તેવીજ શ્રુતિ [૧](ઉપનિષદો)માં પણ ઘણે સ્થળે કરવામાં આવી છે. આવાં અનેક પ્રમાણો પ્રભુની કૃપાનો આશ્રય રાખવાથીજ શ્રેષ્ઠ ફળ પ્રાપ્ત થવાનો સિદ્ધાન્ત નિઃસિંદિગ્ધપણે પ્રતિપાદન કરે છે.

ગીતાજીની પણ તેવીજ આજ્ઞા છે.

૧૦ ગીતાના અધ્યાય ૧૦ માં શ્રીકૃષ્ણે* કહ્યું છે કે જેઓ મારામાં નિરંતર ચિત્ત રાખી મારી ભક્તિ કરે છે તેઓને હું બુદ્ધિયોગ આપું છું, અને તે યોગવડે તેઓ મને પ્રાપ્ત થાય છે. આવા મારા પરમભકતોના ઉપર [૧]**અનુગ્રહ કરવા** જ્ઞાનરૂપી દીવાવડે તેમના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરૂં છું. આ ઉપરથી સ્પષ્ટ છે કે પ્રભુની જ્યારે કૃપા થાય ત્યારેજ જ્ઞાન પ્રાપ્ત થાય અને અજ્ઞાન નષ્ટ થાય. અધ્યાય ૧૮ શ્લોક ૫૬ માં કહ્યું છે કે તમામ કર્મો કરતાં છતાં પણ મારો સારી રીતે આશ્રય કરનાર **મારી** [૨]**કૃપાથી** શાશ્વત અને અવ્યયપદ પ્રાપ્ત કરે છે. તેજ અધ્યાયના શ્લોક ૫૮ માં કહ્યું છે કે મારામાં ચિત્ત રાખનાર **મારી કૃપાથી** તમામ ભયને તરી જાય છે.

ભાગવતનાં પ્રમાણો.

૧૧ વેદ, ઉપનિષદો અને ગીતાજી જે સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે તે જ સિદ્ધાન્ત શ્રીમદ્‌ભાગવતમાં પણ વિસ્તારથી દૃષ્ટાંતો સાથે પ્રતિપાદન કરવામાં આવેલો છે તેની પુષ્ટિમાં શ્રીભાગવતનાં થોડાં પ્રમાણો તરફ આ સ્થળે લક્ષ્ય ખેંચીશું. "ભાગવત[૩] ધર્મોનાં સેવનથી પ્રસન્ન થઇ પ્રભુ શરણાગતને પોતાનાં સ્વરૂપનું દાન કરે છે." ૧૧–૨–૩૧ "[૩]પ્રભુને પ્રસન્ન કરી તેની કૃપા મેળવવી એજ સારી રીતે સેવેલા ધર્મોનો ઉદ્દેશ છે." નારદને પ્રભુએ દર્શન આપી આજ્ઞા કરી હતી કે "મારા અનુગ્રહથી" હમેશાં તારી સ્મૃતિ કાયમ રહેશે. ભગવાને બ્રહ્માજીને કહ્યું છે કે મારી સ્તુતિ કરવાથી તથા તપ કરવાથી તમને જે વૃત્તિ થઇ છે તે મારા **અનુગ્રહથીજ** થઇ છે એવો નિશ્ચય રાખો–આવાં ઘણાં પ્રમાણો છે. નિષ્કામ અને અનન્ય ભક્તિના મથાળાં નીચે તમામ પ્રમાણો આપવાનાં છે તેથી અહીં ઉપરનાં થોડાં પ્રમાણોજ આપવામાં આવ્યાં છે.

૧૨ ઉપર જે હકીકત ટૂંકામાં વિદિત કરી છે તે ઉપરથી જણાશે કે વેદ સર્વ સામર્થ્યવાન પરબ્રહ્મ પરમાત્મા ભગવાનની કૃપાનું અવલંબન કરવા જીવને પુનઃપુનઃ આજ્ઞા કરે છે. ઉપનિષદો પણ તેવીજ આજ્ઞા કરે છે. ગીતાજીમાં તેવીજ આજ્ઞા છે. વેદ,

૧. "धातुः प्रसादात् ।" "प्रसादाद् ब्रह्मणस्तस्य विष्णोरद्भुतकर्मणः ।" "योगैश्वर्यं च कैवल्यं जायते यत्प्रसादतः ।" "यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥ २. "तेषामेवानुकंपार्थम्"

* શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે અને પ્રાકૃત મનુષ્ય અગર મહાત્મા નર નથી એવું યોગ્ય સ્થળે કહેવાશે.

૧. मत्प्रसादात् ॥ २. प्रपन्नाय दास्यत्यात्मानमजः ३. स्वनुष्ठितस्य धर्मस्य संसिद्धिर्हरितोषणम् ।

ઉપનિષદો અને ગીતા જે કહે છે તેજ શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે. આ તમામ ગ્રંથોમાં જે આજ્ઞા કરી છે તેજ આજ્ઞા શ્રીવલ્લભાચાર્યજીએ પણ કરી છે. આ ઉપરથી સહજ જણાશે કે પુષ્ટિનો ખોટો અર્થ કરી આ માર્ગ ઉપર જે આક્ષેપ મૂકવામાં આવ્યો છે તે કેવળ પાયા વિનાનો અને ભૂલ ખવરાવનારો છે. સત્યનુંજ અવલંબન કરવાનો, સત્યનુંજ પ્રતિપાદન કરવાનો, આર્યભૂમિનું અને વેદના સનાતનધર્મનું અભિમાન રાખવાનો દાવો રાખનાર તથા આર્યભૂમિની દરેક રીતે ઉન્નતિ ઇચ્છનાર, વિદ્વાન્ આર્યનરો પણ પોતાની બુદ્ધિનો સદુપયોગ કર્યા વિના અને ગ્રંથો વાંચ્યા સિવાય વિવેકહીન માણસોની માફક ખોટા આક્ષેપો મૂકી માણસોનું મન વેદના ખરા અને ઉત્તમ માર્ગથી ભ્રષ્ટ કરવાનું ઉચિત ધારે એ ખરેખર શોચનીય છે.

# પ્રકરણ ૨ જું.

## શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે.

પરમાત્મા ભગવાન્ શ્રીકૃષ્ણ સેવ્ય છે.

૧૩ પુષ્ટિભક્તિ–શુદ્ધાદ્વૈત–બ્રહ્મવાદમાં પરબ્રહ્મ–પરમાત્મા પૂર્ણપુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ નિષ્કામ રહી ( કોઇ પણ જાતના ફળની ઇચ્છા રાખ્યા વિના ) કરવી એવી શ્રીવલ્લભાચાર્યજીએ પોતાના ગ્રંથોમાં પુનઃ પુનઃ આજ્ઞા કરી છે. જ્ઞાન તથા વૈદિક ક્રિયાઓના ફળદાતા પોતેજ છે, ગુણોથી અતીત છે, વેદના નિયન્તા છે, વેદનો ઉદ્ભવ તેમનામાંથીજ છે અને સર્વસામર્થ્યવાન્ છે તેથી ઉત્તમાધિકારીએ કેવળ પરબ્રહ્મ શ્રીકૃષ્ણનુંજ અવલંબન કરવું, તેમનોજ આશ્રય કરવો, તેમનાં માહાત્મ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવું, તેમનાજ શરણે જવું, તેમનીજ કૃપા મેળવવાની આકાંક્ષા રાખવી, તેમને પ્રસન્ન કરવામાં કર્તવ્ય માનવું આવો આ માર્ગનો સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત શ્રુતિ ગીતાજી વગેરે જે ગ્રંથોને વેદનું અવલંબન કરનારા પ્રમાણ તરીકે માને છે તે તમામ ગ્રંથોથી પ્રતિપાદિત છે એવું પછીથી બતાવવામાં આવશે. આ સ્થળે તો શ્રીવલ્લભાચાર્યજીએ શ્રીકૃષ્ણને પરબ્રહ્મ અને સેવ્ય માન્યા છે તેની પુષ્ટિમાં તેમના ગ્રન્થોમાંથી થોડાં પ્રમાણો આપવામાં આવશે. નિબંધના પહેલાજ શ્લોકમાં તેઓશ્રીએ લખ્યું છે કે, "અદ્ભુત[1] અપ્રાકૃત અલૌકિક જેનાં કર્મો છે એવા **ભગવાન્ શ્રીકૃષ્ણને નમન** કરૂં છું, કે જે ભગવાનમાંથી જગતનો આવિર્ભાવ થાય છે, અને જે ભગવાન્ રૂપનામનાં ભેદે કરી રમણ કરે છે." શ્રીજગન્નાથજીના વચનામૃતનો હવાલો આપી તેજ ગ્રંથના ત્રીજા ને ચોથા શ્લોકમાં કહે છે કે "દેવકીપુત્ર શ્રીકૃષ્ણજ સેવ્ય છે. તેના નામનો ઉચ્ચાર કરવો એજ મંત્ર છે; અને તેની સેવા કરવી એજ કર્મ છે; તેણે ગાયેલી ગીતા તેજ શાસ્ત્ર છે."

---

૧ नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ।

તેજ ગ્રન્થમાં પોતે આજ્ઞા કરી છે કે "આદિમૂર્તિ [1]કૃષ્ણજ સેવ્ય છે." અને ત્યાંજ કહ્યું છે કે ભગવાન શ્રીકૃષ્ણનીજ ભક્તિ કરવાથી નિર્ગુણા મુક્તિ પ્રાપ્ત થાય છે. આ ગ્રન્થના શ્લોક ૧૮, ૧૯, ૨૦માં કહ્યું છે કે શાસ્ત્રાભ્યાસ કરેલ હોય અને પ્રાજ્ઞ હોય તેમ છતાં જો શ્રીકૃષ્ણની ભક્તિ ન કરે તો તેવા કર્મને વશ થયેલા પુરુષોને જન્મમરણનો ફેરો કદી ટળતો નથી. જ્ઞાનની પરાદશા સર્વજ્ઞ હોય તો પ્રાપ્ત કરી ગણાય. કર્મની પરાદશા ચિત્તમાં આનંદ અને શાન્તિ પ્રાપ્ત થાય ત્યારેજ પ્રાપ્ત થઈ ગણાય. અને "ભગવાન્ [2]શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય તોજ ભક્તિની પરાદશા પ્રાપ્ત કરી ગણાય" "જો [3]ભક્તિભાવવડે શ્રીકૃષ્ણની સેવા (ભક્તિ) કરવામાં આવે તો આ કલિકાલ પણ ફલદાયી નિવડે છે.

૧૪ શ્રીમહાપ્રભુએ કૃષ્ણદેવરાજાને બોધ આપતાં આજ્ઞા કરી હતી કે [4]"શ્રીકૃષ્ણનીજ સદા સેવા કરવી અને અન્યાશ્રય કરવો નહિ." યોગની વ્યાખ્યા આપતાં તેઓશ્રીએ કહ્યું છે કે [5]પ્રભુનું અવલંબન કરવું તેનું નામજ યોગ છે.

૧૫ શ્રીસુબોધિનીમાં કહ્યું છે કે સ્ત્રીશૂદ્રો વગેરે જેઓ શાસ્ત્ર ભણ્યા ન હોય તેવાઓનો "ઉદ્ધાર[6] કરનાર શ્રીકૃષ્ણ પુરુષોત્તમજ છે. અન્ય સ્થળોએ પણ શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે કે ધર્મમાર્ગમાં રહી હમેશાં શ્રીકૃષ્ણની ભક્તિ કરવી. જ્ઞાન વગેરે તમામ સાધનો પ્રભુના અધીન છે અને તેનું ફળ આપનાર પણ પ્રભુજ છે. માટે તેવા સાધનોમાં વિશ્વાસ નહિ રાખતાં ડાહ્યા પુરુષે પરબ્રહ્મ શ્રીકૃષ્ણનુંજ અવલંબન કરી તેને ભજવા. પોતપોતાની યોગ્યતા પ્રમાણે નિષ્કામપણે પ્રભુની સેવા કરવાથીજ પ્રભુનાં દર્શન થઈ શકે છે. **બીજાં કોઇ સાધનોથી પ્રભુનાં દર્શન થઇ શકતાંજ નથી.**

૧૬ સિદ્ધાન્તમુક્તાવલિનામના ગ્રંથમાં કહ્યું છે કે, "परं ब्रह्म तु कृष्णो हि" શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે એ નક્કી છે. માટે તેવા પરબ્રહ્મ શ્રીકૃષ્ણની સેવા સદા કરવી. પ્રભુમાં અહર્નિશ પોતાનું ચિત્ત તલ્લીન રાખવું એ સેવા છે. સેવા ત્રણ પ્રકારની છે. શરીરથી થાય તે તનુજા. દ્રવ્યથી થાય તે વિત્તજા, અને મન તલ્લીન થાય તે માનસી સેવા છે. આ ત્રણે સેવામાં માનસી સેવાને શ્રીમહાપ્રભુજીએ ઉત્તમ કહી છે. તનુજા અને વિત્તજા સેવા કરવાથી માનસી સેવા સિદ્ધ થઇ શકે છે. વૈષ્ણવોનો મુખ્ય ઉદ્દેશ માનસી સેવા સિદ્ધ કરવાનો હોવો જોઇએ. શ્રીગીતાજીમાં શ્રીકૃષ્ણે ઘણી જગ્યાએ મારામાંજ ચિત્ત રાખ, મારામાંજ બુદ્ધિ રાખ, મારોજ આશ્રય કર એવી જે આજ્ઞા કરી છે તે શ્રીમહાપ્રભુજીની ભાષામાં માનસી સેવાજ છે. આ સેવા સિદ્ધ થાય એ ભક્તિની પરાદશા છે.

૧૭ ષોડશ ગ્રંથમાં બીજા સ્થળે શ્રીમહાપ્રભુજીએ નીચે પ્રમાણે પોતાના વિચાર જણાવ્યા છે. અહંતામમતાત્મક સંસારમાંથી આસક્તિ દૂર કરી "શ્રીકૃષ્ણનુંજ સારી રીતે ચિંતન કરવું." જગત, અક્ષરબ્રહ્મ, પરબ્રહ્મનું સ્વરૂપ શ્રીગંગાજીનું દૃષ્ટાંત આપી જણાવી

---

१ रूपनामविभेदेन जगत् क्रीडति यो यतः। २ आदिमूर्तिः कृष्ण एव सेव्यः। ३ भक्तिनिष्ठा तदा ज्ञेया यदा कृष्णः प्रसीदति। ४ कृष्णश्चेत्सेव्यते भक्त्या कलिस्तस्य फलाय हि। ५ सेव्यः श्रीरमणः सदा। ६ भगवदवलंबनं योगः। ७ उद्धारकः कृष्णः पुरुषोत्तम एव।

આજ્ઞા કરી છે કે બ્રહ્મવાદનું અવલંબન કરી, "શ્રીકૃષ્ણમાં ચિત્ત રાખવું." ચતુઃશ્લોકીમાં કહ્યું છે કે, "સદા સર્વદા તમામ ભાવ વડે શ્રીકૃષ્ણનું ભજન કરવું" અને એજ પોતાનો ધર્મ છે. જો આપણા હૃદયમાં શ્રીગોકુલાધીશ શ્રીકૃષ્ણને ધારણ કર્યા હોય તો પછી લૌકિક કે વૈદિકનું અવલંબન કરવાનું શું પ્રયોજન છે? માટે પ્રભુનું ભજન અને સ્મરણ સદા કર્યા કરવું. નવરત્નનામના ગ્રંથમાં આજ્ઞા કરી છે કે સર્વભાવવડે "મ્હારૂં શરણ શ્રીકૃષ્ણ છે" એવો અહર્નિશ ઉચ્ચાર કરવો. કૃષ્ણાશ્રયનામના ગ્રંથમાં કહ્યું છે કે "આ કલિકાલમાં કૃષ્ણજ મારી ગતિ છે." શ્રીકૃષ્ણને તેજ ગ્રંથમાં શરણ આવેલાઓનો ઉદ્ધાર કરવાવાળા કહેલા છે અને પરબ્રહ્મ કૃષ્ણને લૌકિક પ્રભુના જેવા કદિ નહીં માનવા એવી આજ્ઞા કરેલી છે. તમામ દેવો પ્રકૃતિનાં ગુણોમાંથી થયા છે. માટે "प्राकृताः" છે. અક્ષર બ્રહ્મમાં ગણિતાનંદ છે; "गणितानन्दकं बृहत्" સદાનંદ સર્વાનંદ તો પરબ્રહ્મ કૃષ્ણજ છે.

૧૮ ઉપરના શ્રીમહાપ્રભુજીનાજ ગ્રન્થોનાં ઘણાં પ્રમાણો પૈકીનાં થોડાં ટાંકેલાં પ્રમાણોથી સહજ જણાશે કે પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણને પરબ્રહ્મ–પરમાત્મા–ભગવાન માનવામાં આવ્યા છે. અને કેવળ પરબ્રહ્મનીજ ભક્તિ કરવાનો સિદ્ધાન્ત હોવાથી શ્રીકૃષ્ણનેજ સેવ્ય માનવામાં આવ્યા છે. પરબ્રહ્મ શ્રીકૃષ્ણનીજ ભક્તિને અનન્ય–અવ્યાભિચારિણી કહી છે. શ્રીકૃષ્ણ સિવાય બીજાના આશ્રયને અન્યાશ્રય કહેલ છે.

૧૯ હવે શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે એમાં શ્રુતિ, ગીતાજી વગેરે ગ્રંથોનાં પ્રમાણો લખાશે.

૨૦ શ્રુતિ તથા ગીતા વગેરે આર્યભૂમના સનાતન ગ્રંથોને પ્રમાણ તરીકે નહીં માનનારા બલ્કે તેનો દ્રોહ કરનારા બૌદ્ધ તથા ખ્રીસ્તિ ધર્મ વગેરેના કેટલાક અનુયાગીઓએ શ્રીકૃષ્ણને જૂદાજ રૂપમાં આલેખ્યા છે. તેવા વિચારના માણસો સાથે શ્રીકૃષ્ણના પરબ્રહ્મસ્વરૂપના સવાલની ચર્ચામાં ઉતરવાનો મારો ઉદ્દેશ નથી કારણ કે એવી ચર્ચાનું કશું ફળ નથી. જેઓ શ્રુતિને તથા ગીતાને પ્રમાણ તરીકે માને છે તેમની સમક્ષ ગ્રંથપ્રતિપાદિત સિદ્ધાન્તો મુકવાનો આ લેખનો ઉદ્દેશ છે. ઉપનિષદોને વેદાંત કહેવામાં આવે છે. વેદાંતમાં અપૂર્વ જ્ઞાન સમાયલું હોવાથી યુરોપીયન લેખકો પણ તેની એક અવાજે પ્રશંસા કરે છે. કેટલાક તો એવો અભિપ્રાય જણાવે છે કે અવસાન વખતે વેદાંતમાં સમાએલ જ્ઞાન દિલાસાનું ખરૂં અને ઉત્તમ સાધન છે. બૃહદારણ્યકઉપનિષદ્‌માં કહ્યું છે કે ચારે વેદો, ઉપનિષદો, સૂત્રો, ઇતિહાસ અને પુરાણ વગેરે સર્વ ભગવાનનાં નિઃશ્વાસ સ્વરૂપ છે, અને મુક્તિકોપનિષદ્‌માં વેદ પ્રભુના નિઃશ્વાસ રૂપ હોવાનું કહી એવી આજ્ઞા કરી છે કે જેમ તલમાં તેલ છે તેમ "वेदे वेदान्तः सुप्रतिष्ठितः" તેમ વેદમાં વેદાન્ત રહેલ છે.

મહાનારાયણ ઉપનિષદ્.

૨૧ મહાનારાયણોપનિષદ્‌માં કહ્યું છે કે—"[1]સર્વાત્મક પરબ્રહ્મનું વેદમાં કેટલીક જગાએ સાકાર તરીકે અને કેટલીક જગાએ નિરાકાર તરીકે વર્ણન કરવામાં કોઈ પણ જાતનો વિરોધ નથી. "જ્યારે [2]અનેક પ્રકારના વિચિત્ર અને અનેક શક્તિવાળા પરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારે તના સાકાર અને નિરાકાર સ્વરૂપના વેદમાં કરેલા વર્ણનમાં

१ परब्रह्मणः सर्वात्मकस्य साकारानिराकारभेदविरोधो नास्त्येव। २ विविधविचित्रानन्तशक्तेः परब्रह्मणः स्वरूपज्ञाने विरोधो न विद्यते।

કશો વિરોધ જણાતો નથી." પરબ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન ન હોય તોજ એવા વર્ણનમાં ઘણો વિરોધ જણાય છે. સર્વ રીતે પરિપૂર્ણ અને અદ્વૈત પરમાનન્દ લક્ષણવાળા પરબ્રહ્મ માટે શી વાત કરવી ? જો સર્વપરિપૂર્ણ બ્રહ્મનું સાકાર સ્વરૂપ હોયજ નહિ અને કેવળ નિરાકારજ હોય એમ માનવામાં આવે તો "આકાશની માફક પરબ્રહ્મમાં પણ જડતાનો દોષ આવે" આ પ્રમાણે વિચાર જણાવી આ ઉપનિષદમાં એવી આજ્ઞા કરી છે કે "પરબ્રહ્મ [1]સાકાર અને નિરાકાર બન્ને છે."

હવે પરબ્રહ્મના સાકાર અને નિરાકાર સ્વરૂપ વિષે ઉપર પ્રમાણે વિચાર જણાવતાં આ ઉપનિષદ્‌માં શ્રીરામકૃષ્ણાદિ અવતારો માટે પણ નીચે પ્રમાણે કહ્યું છે. રામકૃષ્ણાદિ [2]અવતારોમાં અદ્વૈત અને પરમાનંદ લક્ષણરૂપ પરબ્રહ્મનું પરમતત્ત્વ પરમવિભવત્વ અનુસ્યૂત છે એવું સર્વત્ર કહેલ છે."[3]

૨૨ આ ઉપનિષદ્‌માં શ્રીકૃષ્ણને વસુદેવના પુત્ર, દેવકીના પુત્ર, ગોપીજનવલ્લભ, ગોપાલચૂડામણિ, રુક્મિણીવલ્લભ વગેરે નામોથી વર્ણવેલા છે અને આ કૃષ્ણનેજ શ્રુતિ પરબ્રહ્મ કહે છે.

૨૩ હવે ગોપાલપૂર્વતાપનીય ઉપનિષદ્‌નાં પ્રમાણો તરફ સુજ્ઞ વાંચકોનું લક્ષ્ય ખેંચવામાં આવે છે. આ ઉપનિષદ્‌ના શરૂઆતના ભાગમાંજ આ મંત્ર આપવામાં આવ્યો છે. "સચ્ચિદાનન્દરૂપ, [4]વેદાન્તથી જણાય તેવા ગુરુરૂપ, બુદ્ધિના સાક્ષી અને જેને કર્મ કરવા છતાં શ્રમ પડતો નથી એવા શ્રીકૃષ્ણને નમું છું." આ જગ્યાએ શ્રીકૃષ્ણનું સ્વરૂપ સચ્ચિદાનન્દ કહ્યું છે.

ગોપાલપૂર્વતાપનીય ઉપનિષદ્.

૨૪ વળી આ ઉપનિષદ્ જોવાથી જણાશે કે મુનિઓએ બ્રહ્માજીને નીચેના પ્રશ્નો પૂછયા હતા. [5]શ્રેષ્ઠ દેવ કોણ છે ? [6]મૃત્યુ કોનાથી બીએ છે ? [7]કોનું વિજ્ઞાન થવાથી તમામનું વિજ્ઞાન થાય છે ?

---

૧ तस्मात्परब्रह्मणः परमार्थतः साकारनिराकारौ स्वभावासिद्धौ ।

૨ अथ च रामकृष्णाद्यवतारेष्वद्वैतपरमानंदलक्षणपरब्रह्मणः परमतत्त्वपरमविभवानुसंधानं स्वीयत्वेन श्रूयते सर्वत्र ।

૩ આ ઉપનિષદ્‌માં સંખ્યાબંધ મંત્રો આપેલા છે, તેમાંથી પરમાત્મા શ્રીકૃષ્ણને લગતા ટાંકવામાં આવે છે. " कृष्णाय नमः " " दामोदराय नमः " " कृष्णाय गोविन्दाय नमः " " गोपीजनवल्लभाय स्वाहा " " कृष्णाय गोपालचूडामणये स्वाहा " " नमो भगवते रुक्मिणीवल्लभाय स्वाहा ". ત્યાંજ કહ્યું છે કે " हे देवकीसुत " " हे गोविन्द " हे वासुदेव " " हे जगत्पते " એવા તમો શ્રીકૃષ્ણને હું શરણે આવ્યો છું. " कृष्ण त्वामहं शरणंगतः " આગળ જતાં " केशवाय नमः " વગેરે અનેક મંત્રો આપી શ્રીકૃષ્ણનો વૈષ્ણવગાયત્રીનો મંત્ર આપ્યો છે. ત્યારપછી કૌસ્તુભ, વનમાલા, શ્રીવત્સ, સુદર્શન, શંખ ચક્રાદિ વિષે કહી " कौस्तुभाय नमः " વગેરે મંત્રો આપેલા છે. અને નીચેનો મંત્ર પણ ત્યાંજ આપવામાં આવેલો છે. " नमः कृष्णाय देवकीपुत्राय वासुदेवाय निर्मलच्छदनाय सर्वलोकाधिपतये सर्वजगन्मोहनाय विष्णवे कामितार्थदाय. "

૪ सच्चिदानन्दरूपाय कृष्णायाक्लिष्टकर्मणे नमोवेदान्तवेद्याय गुरवे बुद्धिसाक्षिणे* ॥ ૫ कः परमोदेवः ॥ ૬ कुतो मृत्युर्बिभेति ॥ ૭ कस्य विज्ञानेनाखिलं विज्ञातं भवति ॥

---

* વેદમાં પણ પરબ્રહ્મ પરમાત્માને ગુરૂ કહ્યા છે. અને વેદનાં જ્ઞાનનો પરમાત્માએજ પ્રકાશ કર્યો છે તેથી તેમને વેદગુરૂ કહે તે સ્વાભાવિક છે.

તેના ઉત્તરમાં બ્રહ્માજીએ જે કહ્યું છે તે ખાસ લક્ષમાં રાખવા જેવું છે. ત્રણે પ્રશ્નોના ત્રણે ઉત્તર નીચે પ્રમાણે આપેલા છે:-[1]કૃષ્ણ પરમ દૈવત છે એ નિશ્ચય છે. [2]ગોવિન્દથી મૃત્યુ ભય પામે છે. [3]ગોપીજનવલ્લભ (શ્રીકૃષ્ણ)નું જ્ઞાન થવાથી તમામનું જ્ઞાન થવાથી તમામનું જ્ઞાન થઇ જાય છે.

ઉપરના ઉત્તર આપ્યા પછી મુનિઓએ નીચેના પ્રશ્નો પૂછયા છે:—કૃષ્ણ કોણ? ગોવિન્દ કોણ? ગોપીજનવલ્લભ કોણ? આ પ્રશ્નોનો જવાબ બ્રહ્માજીએ એવી રીતે આપ્યો છે કે પાપનો નાશ કરનાર ઇંદ્રિયો અગર વાણી અને ભૂમિ તથા વેદથી જણાયેલ ગોપીજનોની વિદ્યા અને કલાનો પ્રેરક, અને તેમની (શ્રીકૃષ્ણની) વૈષ્ણવી માયા **આ તમામ પરબ્રહ્મ રૂપજ છે.** આવા પરબ્રહ્મ કૃષ્ણનું જે ધ્યાન કરે છે, જે તેના આનન્દનો અનુભવ કરે છે અને તેની 'જે [4]ભક્તિ (સેવા) કરે તે પુરૂષ અમર થાય છે.'

૨૫ ત્યાર પછી મુનિઓએ શ્રીકૃષ્ણ ભગવાનનાં રૂપ વિગેરે સંબંધી પ્રશ્ન પૂછયા છે. તેના ઉત્તરમાં બ્રહ્માજી કહે છે કે તેમની કાન્તિ વાદળાંના જેવી છે. તેઓ ગોપના વેષને ધારણ કરવાવાળા છે. સારા કમળ જેવાં તેમનાં નેત્રો છે. વિજળીના જેવો રંગ છે. વિજળીના જેવાં વસ્ત્ર તેઓ ધારણ કરે છે "वैद्युताम्बरम्" જ્ઞાનમુદ્રાથી ઢંકાયેલા છે, વનમાલા ધારણ કરે છે; ઇશ્વર છે, ગોવાળીઆઓ તેમની સ્ત્રીઓ અને ગાયોથી વિંટાયલા છે. દિવ્ય અલંકાર ધારણ કરે છે. શ્રી જમુનાજીના જલના તરંગો સાથે રહેલ વાયુથી સેવાયલા છે. આવા પ્રકારનું શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્વરૂપ છે. આ સ્વરૂપનું ચિંતવન કરનાર સંસારનાં જન્મમરણના બંધનમાંથી મુક્ત થાય છે.

૨૬ વળી આ ઉપનિષદ્‌માં આજ્ઞા કરી છે કે-"શ્રીકૃષ્ણગોવિંદ ગોપીજનવલ્લભ" એવાં નામોનો જપ કરવાથી તદ્રૂપ બ્રહ્મને પ્રાપ્ત કરી શકાય છે અને આવાં નામોનો જપ કરનાર પરમાત્માની ગતિને પામે છે. એવા મનુષ્યની બીજી ગાત થતી નથી. **શ્રીકૃષ્ણ પરમાત્માનું ભજન કરવું એનુંજ નામ ભક્તિ છે. અને આ લોકની તથા પરલોકની ઉપાધિનો કેવળ ત્યાગ કરી પરબ્રહ્મ શ્રીકૃષ્ણમાં મન તલ્લીન રાખવું તેનું નામ ભજન છે.** પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું વેદ જાણનારા બ્રાહ્મણો અનેક પ્રકારે ભજન કરે છે, અને તેમનું ગોવિંદરૂપે ઘણાઓ અનેક પ્રકારે આરાધન કરે છે. એ ગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણ ભુવનોને ધારણ કરે છે. પરબ્રહ્મ [5]શ્રીકૃષ્ણ અદ્વિતીય છે. આખા જગત્‌ને નિયમમાં રાખનાર છે સર્વવ્યાપક છે. સ્તુતિ કરવા લાયક છે. એકજ હોવા છતાં બહુ પ્રકારે તે જણાય છે. આવા [6]કૃષ્ણને જે ડાહ્યા પુરૂષો ભજે છે તેમને શાશ્વતી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, બીજાને તેવી સિદ્ધિ થતી નથી. એવા પુરૂષોનેજ શાશ્વત સુખ પ્રાપ્ત થાય

१ कृष्णो वै परमंदैवतम् ॥ २ गोविन्दान्मृत्युर्बिभेति ॥ ३ गोपीजनवल्लभज्ञानेनैतद्विज्ञातं भवति ॥
४ यो ध्यायति रसति भजति सोऽमृतोभवति ॥
५ एको वशी सर्वगः कृष्ण ईड्य एकोपि सन्बहुधा यो विभाति ॥
६ तं पीठं येऽनुभजन्ति धीरास्तेषां सिद्धिः शाश्वती नेतरेषाम् ॥

છે, બીજાને નહીં. જેઓ નિષ્કામપણે આ કૃષ્ણ પરમાત્માનું સદા યજન કરે છે તેઓને ગોપરૂપ શ્રીકૃષ્ણ ભગવાન **પોતાના પદનો પ્રકાશ કરે છે.** જે કૃષ્ણ[1] પરમાત્મા પ્રથમ બ્રહ્માને સર્જે છે અને જે બ્રહ્માને વિદ્યા આપે છે તે આત્મબુદ્ધિને પ્રકાશ કરનાર **શ્રીકૃષ્ણના શરણમાં મોક્ષની ઈચ્છા રાખનારે જવું.**

૨૭ ઉપર પ્રમાણે આજ્ઞા કરી શ્રીકૃષ્ણના "વિશ્વરૂપ" "વિશ્વેશ્વર" "ગોવિંદ" "પરમાનંદરૂપવાળા" "ગોપીનાથ" "કમલાપતિ" "અદ્વિતીય" વિગેરે નામોના મંત્રોના ઉચ્ચાર કરી શ્રીકૃષ્ણને નમન કરવાનું લખ્યું છે, અને છેવટના ભાગમાં કહ્યું છે કે "હે પરમાનન્દ, હે પરમેશ્વર, આધિવ્યાધિરૂપી સર્પથી ડંખાયેલો એવો જે હું તેનો કૃપા કરી ઉદ્ધાર કરો, હે કૃષ્ણ, હે રૂક્મિણિકાન્ત, હે ગોપીજનમનોહર, સંસારસાગરમાં ડુબેલો એવો જે હું તેનો ઉદ્ધાર કરો. હે કેશવ, હે ક્લેશને હણવાવાળા નારાયણ, હે જનાર્દન, હે ગોવિંદ, હે માધવ! મારો ઉદ્ધાર કરો." છેલ્લા ભાગમાં કહ્યું છે કે "શ્રીકૃષ્ણ પરમદેવ છે. માટે તેનું ધ્યાન કરો. તેનું યજન કરો અને તેનું ભજન કરો." આ પ્રમાણે શ્રુતિ પુનઃ પુનઃ આજ્ઞા કરે છે.

કૃષ્ણોપનિષદ્.

૨૮ હવે કૃષ્ણોપનિષદ્ તરફ લક્ષ ખેંચવામાં આવે છે. આ ઉપનિષદ્‌માં કહ્યું છે કે દેવતાઓ પરબ્રહ્મ ભગવાન પાસે ગયા, અને એમ કહ્યું કે અમે ભૂમિ ઉપર જન્મ લેવાને ખુશી નથી, કારણ કે તેવો અવતાર નિંદ્ય છે, તોપણ અવતાર લેવાની આપની આજ્ઞા છે તો તે માથે ચડાવી અવતાર લઈશું. પણ અમો આપના **અંગસ્પર્શ વિનાનો બીજો દેહ** ધારણ કરીશું નહીં માટે કૃપા કરી અમને ગોપ તથા ગોપની સ્ત્રી કરો. કે જેથી આપના **અંગનો હમેશાં સ્પર્શ** અમને થાય. આવું દેવતાઓનું વચન સાંભળી, ભક્તવત્સલ અને ભક્તપરાધીન પ્રભુએ તેમને એવું વરદાન આપ્યું કે "ભલે તમારી ઇચ્છા પ્રમાણે હું અંગસંગ કરીશ."

૨૯ આગળ ચાલતાં આ ઉપનિષદ્‌માં લખ્યું છે કે–"આ પ્રમાણે વરદાન મળવાથી દેવતાઓ કૃતાર્થ થયા. પ્રભુનું સ્વરૂપ પરમાનન્દરૂપ છે. એ પરમાનન્દ નન્દરૂપે પ્રગટ થયા. મુક્તિ એ પ્રભુની ગેહિની (ગૃહ) છે. તે યશોદારૂપે પ્રગટ થઇ. પ્રભુ સબંધીની વિદ્યા (બ્રહ્મવિદ્યા) દેવકી રૂપે પ્રકટ થઇ. વેદ વસુદેવરૂપે પ્રગટ થયા, વેદની રૂચાઓ ગોપીઓ અને ગાયો થઇ. અને બ્રહ્માજી, વિષ્ણુ તથા રૂદ્ર જેવા મુખ્ય દેવતાઓને હંમેશાં પોતાનો (પરબ્રહ્મ શ્રીકૃષ્ણનો) અંગસંગ રહે તે કારણથી બ્રહ્માજી લાકડી થયા. ભગવાન હાથમાં જે વાંસળી ધારણ કરે છે તે રૂદ્રનું રૂપ છે. રૂદ્ર પણ એ મુખ્ય દેવતા હોવાથી પ્રભુનો હમેશાં અંગસંગ રહે આ હેતુથી વેણુ ધારણ કરી. ઇંદ્ર શૃંગ બન્યા, દેવતાઓ ભગવાનના મિત્ર બન્યા, વૈકુંઠ એ ગોકુલવન થયું, અને વૈકુંઠમાં રહેનારા તપસ્વીજનો વ્રજનાં વૃક્ષો બન્યાં. લોભ ક્રોધાદિ રિપુઓ દૈત્યો બન્યા અને **પોતાની ઇચ્છા વડેજ દેહ ધારણ કરનારા શ્રી હરિ સાક્ષાત્ ગોપરૂપ થયા.** શેષનાગે બલરામનો અવતાર લીધો અને

[1] यो ब्रह्माणं विदधाति पूर्वं यो विद्यां तस्मै गोपायति स्म कृष्णः तंवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुः शरणं व्रजेत् ॥

**પરબ્રહ્મના પ્રાકટ્ય સાથે વેદની ઋચાઓ ( મંત્રો ) ૧૬૧૦૮ સ્ત્રીઓ થઇ.** રોહિણી દયાનો અવતાર હતો. સત્યભામા અહિંસાનો, સુદામા શમનો અવતાર હતા. સત્યનો અવતાર અક્રુર અને દમનો અવતાર ઉદ્ધવજી હતા. ભગવાન જે શંખને ધારણ કરે છે તે વિષ્ણુ લક્ષ્મી છે. મહેશ્વર પ્રભુનું ખડ્ગ થયા." પરબ્રહ્મને શ્રીકૃષ્ણ તરીકે પ્રકટ થવાના કારણ વિષે ઉપનિષદમાં એમ કહેવામાં આવ્યું છે કે "તેમણે શત્રુઓનો સંહાર કરવા, સાધુના રક્ષણ માટે **પ્રાણીમાત્ર ઉપર કૃપા કરવા** અને પોતાના પુત્રરૂપ ધર્મનું રક્ષણ કરવા શ્રીકૃષ્ણ રૂપ અવતાર ધારણ કર્યો." વળી કહે છે કે "પ્રભુ હાથમાં કમલ ધારણ કરે છે તે જગતનું બીજ છે. જ્યારે **કૃષ્ણાવતાર થયો ત્યારે વૈકુંઠમાં અને સ્વર્ગમાં રહેનાર સર્વનો પૃથ્વી ઉપર અવતાર થયો.** શ્રુતિના આવા સૂક્ષ્મ વિચારો કોઇ અનધિકારીના મગજમાં ન ઉતરે તેથી શ્રીકૃષ્ણની પરબ્રહ્મ તરીકેની ઉપાસના અવૈદિક છે એમ કહેવું તે અયોગ્ય છે.

ગોપાલ ઉત્તર તાપનીય ઉપનિષદ્

૩૦ ગોપાલોત્તર તાપનીયોપનિષદમાં કહ્યું છે કે "**શ્રીકૃષ્ણ પરમાત્માને જરા કે જન્મ થતાં નથી, તે સ્થાણુ છે, અચ્છેદ્ય છે. જે સૂર્યમાં રહે છે તે આ છે. જે ઇંદ્રિયોમાં રહે છે તે આ છે, તમામ દેવોમાં રહેલ છે તે આ છે. જેનું તમામ દેવો ગાયન કરે છે તે આ છે. જે તમામ પ્રાણીઓમાં પ્રવેશ કરી પ્રાણિમાત્રને ધારણ કરે છે તે આ છે.**" આ પ્રમાણે દુર્વાસા ઋષિ જિજ્ઞાસુ સ્ત્રીને કહી બ્રહ્મા અને ભગવાન નારાયણ વચ્ચે થયેલ પ્રશ્નો અને ઉત્તર કહી બતાવે છે. બ્રહ્માએ નારાયણ ભગવાનને નીચેનો પ્રશ્ન પૂછયો હતો. (૧) "તમારા [૧]અવતારોમાં શ્રેષ્ટ અવતાર કયો થાય છે. કે જે અવતારથી લોકોને આનંદ થાય છે અને "જેનું સ્મરણ કરવાથી આ સંસારનાં બંધનમાંથી મુક્ત થવાય છે" આ પ્રશ્નના ઉત્તરમાં નારાયણે કહ્યું કે–"મથુરાં સાક્ષાત્ ગોપાલપુરી છે પ્રભુના ચક્રથી તેનું રક્ષણ થાય છે, તે વનોથી વીંટાયલી છે. વનોમાં દેવો વિગેરે ગાન કર્યા કરે છે રામ અને બ્રહ્માદિ સેવિત મથુરાંમાં અનિરૂદ્ધ વગેરે સાથે શ્રીકૃષ્ણ જે "વિભુ" છે તે રહે છે. અને ત્યાંજ ભગવાન્ પોતે આજ્ઞા કરે છે કે તે નિત્યાનન્દ સ્વરૂપ છે તેજ અવ્યક્ત છે, અનન્ત છે, નિત્ય છે, પરબ્રહ્મ છે, અને ગોપાલ છે. આ પ્રમાણે કહી પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ વગેરેના આધિદૈવિક સ્વરૂપનું જ્ઞાન આપી કહ્યું છે કે "કૃષ્ણમાં વિશ્વ રહેલું છે" પોતે અને શ્રીકૃષ્ણ એકજ છે એમ કહી પરમાત્મા ભગવાન્ નારાયણે બ્રહ્માને કહ્યું છે કે "મારા શંખ, ચક્ર, ગદા, પદ્મ યુકત ચતુર્ભુજ સ્વરૂપનું કંઠમાલાથી સુશોભિત, ચળકતા મુગટવાળા, સ્વભક્તિથી અભય આપનાર, વેણુ શૃંગ ધારણ કરેલ છે એવા મારા સૌમ્ય શરીરનું મનમાં ધ્યાન કરવું." ત્યારપછી પ્રભુની ચાર ભુજાઓ વગેરેના આધિદૈવિક સ્વરૂપનો બોધ આપી કહ્યું છે કે "જે માણસ મારૂં ધ્યાન કરે છે તે મોક્ષને પામે છે તે મુકત થાય છે અને તેને હું મારા સ્વરૂપનું દાન કરૂં છું મારૂં [૨]સ્વરૂપ બે પ્રકારનું એટલે સગુણ નિર્ગુણ બન્ને છે.

---

१ गो वाऽवताराणां मध्ये श्रेष्ठोऽवतारः को भवति ॥ २ स्वरूपं द्विविधं चैव सगुणं निर्गुणात्मकम् ॥

૩૧ આ ઉપનિષદ્‌ના છેલ્લા ભાગમાં શ્રીકૃષ્ણના નામના મંત્રો કેટલાક આપવામાં આવ્યા છે તેમાંના થોડા અહીં ટાંકવામાં આવે [1]છે. ત્યારપછી શ્રીકૃષ્ણને તેનો અર્થ– **શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે, પ્રાણિમાત્રના આત્મા છે, જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય અવસ્થાથી અતીત છે, અન્તર્યામી છે, એક છે, અદ્વિતીય છે, પ્રાણિ-માત્રમાં છૂપીરીતે રહ્યા છે, સર્વવ્યાપક છે, અને પ્રાણિમાત્રના અંતરાત્મા છે, કર્મના અધ્યક્ષ છે, સર્વ ભૂતોના અધિવાસ છે, સાક્ષી છે, કેવળ છે,** અને **નિર્ગુણ છે,** આવા પ્રકારનું તેમનું સ્વરૂપ હોવાનું કહ્યું છે.

૩૨ ઉપર બતાવેલા ઉપનિષદોમાંજ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોવાનું અને તેમની ભક્તિ કરવાનું લખ્યું છે એમ નથી પણ બીજાં ઘણાં ઉપનિષદોમાં શંખ-ચક્રાદિયુકત પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણનું ધ્યાન ધરવાની અને તેમની ભક્તિ–સેવા કરવાની આજ્ઞા કરે છે. અહિંઆં શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે કે નહિ તેનોજ વિચાર ચાલે છે તેથી તે વિષયને લગતાં બીજાં ઉપનિષદોમાંથી મળી આવતાં પ્રમાણો અહિં ટાંકવામાં આવશે.

અન્ય ઉપનિષદોનાં પ્રમાણો.

૩૩ ધ્યાનબિંદુ ઉપનિષદ્‌માં કેવા સ્વરૂપનું ધ્યાન ધરવું તે વિષે કહેતાં આજ્ઞા [2]કરી છે.

અર્થ :—જે નિરંજન છે જેની છાતીમાં કૌસ્તુભમણિ અને શ્રીવત્સ છે જે મોતી અને મણિથી વિભૂષિત છે જે શુદ્ધ સ્ફટિક સમાન છે જેની કોટી ચંદ્રના જેવી પ્રભા છે એવા મહાવિષ્ણુ વાસુદેવનું ધ્યાન ધરવું. તે પછી ચાર ભુજાવાળા માહાવિષ્ણુનું ધ્યાન ધરવા કહ્યું છે. આ ઉપરથી જણાશે કે પ્રભુના ચતુર્ભુજ સ્વરૂપનું વર્ણન ફકત પુરાણોમાંજ છે અને તિ માં નથી એવું જેઓ કહે છે તે ખરૂં નથી. પ્રભુનું આકાર સ્વરૂપ પ્રાકૃત મનુષ્યના જેવું નથી. શ્રી કૃષ્ણ તથા શ્રી રામચંદ્રજીની ભક્તિ કરવાની જે જે શાસ્ત્રોમાં આજ્ઞા કરી છે તે તમામમાં તેમનું સ્વરૂપ દિવ્ય હોવાનું લખેલું છે અને પ્રભુ દિવ્યરૂપવડે જોવા યોગ્ય છે એમ શ્રુતિ પણ કહે છે. શ્રીકૃષ્ણે અર્જુનને ખાસ દિવ્યચક્ષુ આપી પોતાનાં દિવ્ય રૂપનાં દર્શન કરાવ્યાં હતાં, તે ગીતાજી વાંચનાર હરકોઇને વિદિત હોવું જોઇએ. બ્રહ્મવિદ્યા ઉપનિષદ્ જોવાથી જણાશે કે ત્યાં પ્રભુનાં સ્વરૂપનું વર્ણન એ પ્રમાણે કર્યું છે.

૩૪ યોગતત્ત્વઉપનિષદ્‌માં કહ્યું છે કે ચતુર્ભુજાકાર સ્વરૂપનું ધ્યાન ધરવું. તેજ સ્થળે આજ્ઞા [3]કરી છે કે, ચાર હાથવાળા મુગટવાળા, શુદ્ધ સ્ફટિક જેવાં, પીળાં વસ્ત્રો જેણે ધારણ કર્યાં છે તેવા અચ્યુત નારાયણ ભગવાનનું સ્મરણ કરવું.

---

१ श्रीकृष्णाय गोविंदाय गोपीजनवल्लभाय देवकीनन्दनाय गोपालाय नमोनमः । "इन्द्रियात्मा भूतात्मा परंब्रह्म सर्वभूतात्मा" "जाग्रत्स्वप्नसुषुप्तितुरीयतुरीयातीतोऽन्तर्यामी" । एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा । कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च "।

२ वासुदेवं निरंजनं श्रीवत्सकौस्तुभोरस्कं मुक्तामणिविभूषितं शुद्धस्फटिकसंकाशं चंद्रकोटिसमप्रभम् । एवं ध्यायेन्महाविष्णु पूरकेण विचिन्तयेत् चतुर्भुजं महाविष्णुं पूरकेण विचिन्तयेत् ।

३ स्मरन्नारायणं देवं चतुर्बाहुकिरीटिनम् । शुद्धस्फटिकसंकाशं पीतवाससमच्युतम् ।

૩૫ આત્મબોધ ઉપનિષદ્‌ના શરૂઆતના ભાગમાં "ओं नमो नारायणाय એવો મંત્ર આપી કહ્યું છે કે આ મંત્રનો જપ કરનાર વૈકુંઠમાં જાય છે. વળી ત્યાંજ કહ્યું છે કે **ब्रह्मण्यो देवकीपुत्रो ब्रह्मण्यो मधुसूदनः ब्रह्मण्यः पुंडरीकाक्षः ब्रह्मण्यो विष्णुरच्युतः।**

૩૬ ત્રિશિખા બ્રાહ્મણોપનિષદ્‌માં કહ્યું છે કે વાસુદેવ ( કૃષ્ણ ) પરમાત્માનું હમેશાં સ્મરણ [૧]કરવું.

૩૭ શરઉપનિષદ્‌માં પ્રભુનાં મત્સ્યકૂર્મવરાહ વગેરે અવતારો વિષે લખ્યું છે. બીજા ઉપનિષદમાં પણ તે વિષે લખ્યું છે.

૩૮ વાસુદેવ ઉપનિષદ્‌માં ઊર્ધ્વતિલકનો વિધિ કહેતાં આજ્ઞા કરી છે કે કૃષ્ણાદિ નામનો ઉચ્ચાર કરી અને પ્રભુની સ્તુતિ કરી તેમનું ધ્યાન કરી તિલક ધારણ[૨] કરવું.

૩૯ પરમાત્મા ભગવાન્ પુરુષોત્તમ જ્યારે પૂર્ણરૂપે પ્રકટ થાય છે ત્યારે કૃષ્ણ કહેવાય છે. પરમાત્મા પુરુષોત્તમને પુરુષ અને સર્વવ્યાપક વિષ્ણુ વેદમાં કહ્યા છે. પુરુષ કહો, કે પુરુષોત્તમ કહો, કે સર્વવ્યાપક વિષ્ણુ કહો, કે કૃષ્ણ કહો, એ તમામ એકજ છે. યજ્ઞકરવાવાળો પણ ખરી રીતે વિષ્ણુનીજ ઉપાસના કરે છે કારણ કે કૃષ્ણ યજુર્વેદીય તૈત્તિરીયસંહિતામાં કહ્યું છે કે यज्ञो वै विष्णु:। પરમાત્મા પુરુષોત્તમ શ્રીકૃષ્ણને લગતા યજુર્વેદીય પુરુષસૂક્તમાં મંત્ર[૩] છે.

ઉપર વિદિત કર્યું તે પ્રમાણે શ્રુતિમાં કે કોઇપણ પુરાણમાં શ્રીરામકૃષ્ણનું સ્વરૂપ પ્રાકૃત મનુષ્યના જેવું અગર મહાત્મા નરના જેવું માનવામાં આવ્યું નથી. પરબ્રહ્મનું આનંદઘન સ્વરૂપ છે તેવુંજ શ્રીરામકૃષ્ણનું છે, એવી રીતે શ્રુતિ પોકારી પોકારીને કહે છે. ઘણાં ઉપનિષદોની શરૂઆતમાં શ્રી રામચંદ્રજીની સ્તુતિ કરવામાં આવી છે ત્યાં પણ શ્રીરામચંદ્રજીના સ્વરૂપનું વર્ણન કર્યું છે.[૪]

૪૦ હવે ગીતાજીના પ્રમાણોમાં ઉતરતાં પહેલાં શ્રીઆદિશંકરાચાર્યે તથા શ્રીરામાનુજાચાર્યે શ્રીકૃષ્ણનું કેવા પ્રકારનું સ્વરૂપ માન્યું છે તે બતાવવામાં આવશે. આ સ્થળે એટલું કહેવાની જરૂર છે કે સનાતન ધર્મના વિદ્વાનો તથા પંડિતો શ્રી શંકરાચાર્ય ત્રેવીસો વર્ષ ઉપર થઇ ગયાનું માને છે. સ્વામી દયાનંદ સરસ્વતી પણ પોતાના સત્યાર્થ પ્રકાશમાં તે વિચાર ખરો હોવાનો સ્વીકાર કરે છે. કેટલાક આદિશંકરાચાર્ય બારસો વર્ષ પહેલાં થઇ ગયાનું માને છે. બેમાંથી ગમે તે વિચારનો અંગીકાર કરવામાં આવે તોપણ તેથી ચાલતા વિષયના ગુણદોષ ઉપર અસર થતી નથી.

---

૧ " परमात्मान वासुदेवं सदास्मरेत् " "चिन्तनं वासुदेवस्य परमात्मनः "

૨ शंखचक्रगदापाणेद्वारिकानिलयाच्युत। गोविंद पुंडरिकाक्ष रक्ष मां शरणागतम् ॥

३ "सहस्त्रशीर्षा पुरुषः सहस्त्राक्षः सहस्त्रपात् ॥ " पुरुष एवेदं सर्वं यद्भूतंयच्चभाव्यम् ॥ " एतावानस्य महिमा नोज्यायाश्च पुरुषः ॥ "तद्विष्णोः परमपदम् पश्यन्ति सूरयः ॥

४ "रामपदेनासो परं ब्रह्माभिधीयते" "सच्चिदानंद स्वरुपरामम" ઇત્યાદિ *

* શ્રી કૃષ્ણ પુષ્ટિ પુરૂષોત્તમનું સ્વરૂપ અને શ્રી રામચંદ્રજી મર્યાદા પુરૂષોત્તમનું સ્વરૂપ છે.

શ્રીઆદિશંકરાચાર્યે શ્રીકૃષ્ણને ભગવાન તરીકેજ માન્યા છે.

૪૧ શ્રી આદિશંકરાચાર્યે પોતાના ગીતાભાષ્યની પ્રસ્તાવનામાં લખ્યું છે કે "જ્યારે ધર્મનો પરાભવ થયો ત્યારે જગતની સ્થિતિનું રક્ષણ કરવાની ઇચ્છાવાળા આદિ કર્તા નારાયણ નામક વિષ્ણુ ભૂમિ ઉપર બ્રાહ્મણત્વની રક્ષા કરવા દેવકીના વિષે વસુદેવના અંશથી ઉત્પન્ન થયા. આવા **ભગવાન જ્ઞાન, બલ, વીર્ય, ઐશ્વર્ય, શક્તિ અને તેજથી સદા સંપન્ન પોતાની ત્રિગુણાત્મિકા વૈષ્ણવી માયાને વશ કરીને અજ, અવ્યય, ભૂતના ઈશ્વર, નિત્ય, શુદ્ધ બુદ્ધ, મુક્ત, સ્વભાવવાળા હોવા છતાં પોતાની માયાથી જાણે દેહવાન હોય નહીં અને જન્મ લીધો હોય નહીં એવા** લાગે છે. પોતાને કોઈ પણ જાતનું પ્રયોજન નહીં હોવા છતાં પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથીજ શોક મોહરૂપી સાગરમાં ડૂબેલા અર્જુનને વૈદિક ધર્મનો ઉપદેશ કર્યો." ગીતા અ. ૫. ૪ શ્લોક ઉપરના ભાષ્યમાં તેઓશ્રી લખે છે કે "**શ્રીકૃષ્ણ વાસુદેવને વિષે મૂર્ખ લોકો ઈશ્વરત્વ અને સર્વજ્ઞત્વની શંકા કરે છે.**" આવા વિચારો પોતાના ભાષ્યમાં અનેક સ્થળોએ તેઓશ્રીએ જણાવ્યા છે.

૪૨ શ્રી આદિશંકરાચાર્યજીએ વિષ્ણુ સહસ્ર ઉપર ટીકા કરી છે તે ટીકામાં તેઓશ્રીએ કૃષ્ણશબ્દનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે.[1]

(અર્થ) **कृष्** શબ્દ સત્તાવાચક છે **ण** શબ્દ આનંદવાચક છે. આ બન્ને શબ્દના ઐક્યથી નિત્ય વિષ્ણુ એવો કૃષ્ણ શબ્દનો અર્થ થાય છે. એ વચનથી કૃષ્ણ સચ્ચિદાનંદાત્મક છે એમ જાણવું. (આ શ્રુતિનાં વચનનોજ ભાવાર્થ છે.)

૪૩ શ્રીકૃષ્ણને શ્રુતિમાં પણ ઘણી જગ્યાએ કેશવ કહ્યા છે એવું ઉપનિષદોમાંથી આપેલ પ્રમાણો વાંચવાથી વિદિત થયું હશે. હવે શ્રી આદિ શંકરાજીએ કેશવ શબ્દનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે.[2]

**અર્થ–ત્રિમૂર્તિ બ્રહ્મા, વિષ્ણુ અને શ્રીમહાદેવજી જેની આજ્ઞા પ્રમાણે વર્તે છે તેનું નામ કેશવ.** (*)

૪૪ શ્રીમદ્ ભાગવતમાં વર્ણવેલી શ્રી કૃષ્ણની બાળલીલાનું શ્રી આદિ શંકરાર્યજીએ પોતાના ગોવંદાષ્ટક નામના લઘુ ગ્રંથમાં સંક્ષેપમાં વર્ણન કરતાં શ્રીકૃષ્ણનાં નીચેનાં નામો આપ્યાં છે–गोपालं प्रभुलीलाविग्रहगोपालं कुलगोपालं गोपीखेलनगोवर्धनधृतिलीलालालितगोपाल ॥ गोविन्दं परमानन्दम् ॥ गोविन्दाच्युतमाधवविष्णो गोकुलनायक कृष्णेति ॥

---

[1] "कृषिर्भूवाचक शब्दो णश्च निर्वृत्तिवाचकः । विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वतः ॥ इतिवचनात् सच्चिदानंदात्मकः कृष्णः" ।

[2] कश्च अश्च ईशश्च त्रिमूर्तयः । केशास्ते यद्वशेन वर्तते स केशवः ॥

(*) મહાભારતમાં પણ કહ્યું છે કે સુર અસુર અને સચરાચર જગત એ સર્વે 'वशोवर्ततेदंकृष्णस्य सचराचरम" કૃષ્ણના વશ છે.

૪૫ કઠ ઉપનિષદ્‌માં કયો માણસ વિષ્ણુનું પદ પ્રાપ્ત કરી શકે છે, તે કહેતાં કહ્યું છે કે વિવેકરૂપ સારથિવાળો અને એકાગ્ર મન રાખનાર સંસારના પારને પામે છે, તેજ વિષ્ણુનું પદ છે.[1]

આ મંત્ર ઉપરના પોતાના ભાષ્યમાં શ્રીઆદિશંકરાચાર્યજી કહે છે[2] કે—

અર્થ:–તે વિષ્ણુ વ્યાપનશીલ છે અને તેનું નામ બ્રહ્મ, પરમાત્મા વાસુદેવ છે. તેનું પદ સર્વ કરતાં ઉત્કૃષ્ટ છે. તે પદને વિદ્વાન પામે છે. વિષ્ણુના પદના સંબંધમાં શ્રુતિમાં **येन...रूपं**....એવો મંત્ર છે. તેની ટીકામાં શ્રી આદિશંકરાચાર્યજી લખે છે કે, દેવાદિના પણ જાણવામાં સંપૂર્ણ રીતે ન આવતું, ધર્માદિ થકી બીજું કાંઈ ઉત્તમ નથી એવું, વિષ્ણુનું પદ છે. એ પદને જે જાણે છે, તેને બીજું વધારે જાણવા જરૂર નથી. ગીતા ઉપર વેદના સનાતન ધર્મનું અવલંબન કરનારા જેટલા વિદ્વાન નરોએ ટીકા કરી છે, તે તમામ એકમતે શ્રીકૃષ્ણ ભગવાન છે એમ શંકરાચાર્ય મધુસૂદન સરસ્વતીએ ગીતાના છેલ્લા શ્લોક ઉપરની પોતાની ટીકામાં કહ્યું છે[3] કે, **" कृष्णात् परं किमपि तत्त्वमहं न जाने "** શ્રીકૃષ્ણથી ઉત્તમ બીજું શું તત્ત્વ છે તે હું જાણતો નથી."

શ્રીરામાનુજાચાર્યે પણ શ્રીકૃષ્ણને પરમાત્માજ માન્યા છે.

૪૬ શ્રીરામાનુજાચાર્યે પોતાની ગીતાભાષ્યની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે લખ્યું છે, અને પ્રસ્તાવનામાં જે વિચાર બતાવ્યા છે, તેજ ભાષ્યમાં પણ બતાવ્યા છે. " શ્રી લક્ષ્મીના પતિ, અનન્ત જ્ઞાન, આનન્દરૂપ, અતિશયજ્ઞાન, બલ, વીર્ય, શક્તિ, તેજ, ઐશ્વર્ય ઇત્યાદિ અસંખ્ય દૈવિ ગુણોના સમૂહના મહાસાગરરૂપ, અચિન્ત્ય, અદ્‌ભુત, નિત્ય, નિરવદ્ય, નિરતિશય, ઉજ્જવલ, સૌંદર્ય લાવણ્ય, યૌવનાદિ, અનન્ત ગુણના સમૂહરૂપ, દિવ્ય રૂપવાળા, અપરિમિત દિવ્ય ભૂષણવાળા, દિવ્ય આયુધવાન્ નિત્ય નિરવદ્ય, સ્વરૂપ, રૂપ, ગુણ, વિભવ, ઐશ્વર્યશીલાદિ અનવધિક, અતિશય, અસંખ્ય, કલ્યાણ, ગુણ સમૂહ, શ્રીના પતિ, **પોતાના સંકલ્પ અનુસાર ધારણ કરનાર,** દેવતાઓથી જેના ચરણનું હંમેશાં સેવન થાય છે તેવા વાચા અને મનથી અપરિચ્છેદ્ય, નિખિલ જગતના ઉદય, વિભવ અને લયની લીલા કરવાવાળા, **પરબ્રહ્મ પુરુષોત્તમ** નારાયણ, બ્રહ્માદિથી સ્થાવર સુધીનું અખિલ જગત સૃજીને પોતાના રૂપથી અવસ્થિત રહીને, બ્રહ્માદિ દેવ અને મનુષ્યને ધ્યાન અને આરાધનાદિ માટે અગોચર હોવા છતાં અપાર કારૂણ્ય સૌશીલ્ય અને ઉદારતાના સમુદ્રરૂપ, પોતાનુંજ રૂપ તેનાં તેનાં સજાતીયમાં રહેલો પોતાનો સ્વભાવ ન તજીને તે તે રૂપ કરીને તે તે લોકમાં વારંવાર અવતાર લઇને ભૂમિ ઉપર સર્વ મનુષ્યના નયનગોચર થઇને, પર અને અપર સર્વ મનુષ્યના મનનું હરણ કરે તેવી દિવ્ય ચેષ્ટાઓ કરીને, પૂતના કંસાદિકનો નાશ કરીને, અનવધિક દયા, સૌહાર્દ અને અનુરાગયુક્ત, અવલોકન, આલાપ, અમૃતથી નિરતિશય સૌન્દર્ય સૌશીલ્યાદિ ગુણ સમૂહ વિશ્વને દર્શાવીને,

૧ विज्ञानसारथिर्यस्तु, मनःप्रग्रहवान्नरः । सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥

૨ तद्विष्णोर्व्यापनशीलस्य ब्रह्मणः परमात्मनो वासुदेवाख्यस्य परमं प्रकृष्टं पदं स्थानं सतत्त्वमित्येतद्यदसावाप्नोति विद्वान् ॥

અક્રૂર વગેરેને ઉત્તમ ભાગવત કરીને પાંડુના પુત્રને યુદ્ધમાં ઉત્સાહ આપવાના નિમિત્તે પરમપુરુષાર્થ મોક્ષનું સાધન હોવાથી **વેદાન્તમાં કહેલા શ્રીકૃષ્ણે** જ્ઞાન કર્મના સમુચ્ચય સહિત ભક્તિયોગનો વિસ્તાર કર્યો."

૪૭ હવે ભગવદ્ગીતામાંથી શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોવાનાં પ્રમાણો આપવામાં આવશે.

ગીતાની શ્રેષ્ઠતા

ગીતાનો ગ્રંથ, વેદના સનાતન ધર્મનું અવલંબન કરનારાઓ કેટલો અમૂલ્ય અને મહત્ત્વનો ગણે છે તે હરકોઈને હાલના સમયમાં વિદિત છે. ગીતા સિવાય જ્ઞાન નથી તેવું આપણા ખેડુતો પણ બોલે છે. આપણી આર્યભૂમિમાં જેટલા આચાર્યો થઇ ગયા છે તે તમામ આ ગ્રંથને પ્રમાણ તરીકે સ્વીકારતા આવ્યા છે.* મોટા મોટા પંડિતો તથા ટીકાકારોએ પણ એમજ માન્યું છે. ગીતાનો ભાગ મહાભારતમાં પાછળથી ઘુસાડી દેવામાં આવ્યો છે એ વિચાર આર્યભૂમિમાં સનાતન ધર્મનું અવલંબન કરનારાઓને કેવળ પાયા વિનાનો જણાયો છે. આપણા આર્યસમાજી ભાઇઓ પણ એમ માને છે કે **ગીતા એ મૂળ મહાભારતનો જ ભાગ છે.** લાહોરની કોલેજના સંસ્કૃત પ્રોફેસર પંડિત આર્ય મુનિએ ચાર વર્ષ ઉપરજ ગીતા ઉપર ટીકા પ્રસિદ્ધ કરી છે, તેની ભૂમિકા તથા ટીકા હિંદી ભાષામાં હોવાથી તેનો ગુજરાતીમાં તરજુમો આપવાનું ઉચિત ધાર્યું છે. પણ તે ટાંકતા પહેલા આર્યસમાજના વિચારોનો ચિતાર આપનાર સ્વામી શ્રીદયાનંદજીના સત્યાર્થપ્રકાશ તરફ લક્ષ ખેંચવું જરૂરનું છે. આ ગ્રંથના પાને ૧૮૧ મે પરમેશ્વર અવતાર લે છે કે કેમ તે સવાલની લેખકે ચર્ચા કરી છે, પ્રશ્નો પોતેજ ઘડયા છે, અને તેના જવાબ પણ પોતેજ આપ્યા છે. આ જગ્યાએ ગીતાજીનો ફક્ત એક શ્લોક "यदायदा" ટાંકયો છે. આ શ્લોકનો ખુલાસો આપતાં સ્વામીજીએ પહેલી દલીલ એવી કરી છે કે આ શ્લોકમાં જણાવેલ "**વિચાર વેદવિરુદ્ધ હોવાથી તે પ્રમાણ નથી.**"

૪૮ સ્વામીજીના પોતાનાજ આ શબ્દો એમ બતાવે છે કે છવીસ વર્ષ પહેલાં સત્યાર્થપ્રકાશ નામનો ગ્રન્થ પ્રસિદ્ધ થયો તે વખતે આર્યસમાજની સંસ્થા સ્થાપનાર એમ માનતા હતા કે ગીતા જેવા ગ્રન્થમાં પણ વેદવિરુદ્ધ વાતો લખી છે.

૪૯ આર્યભૂમિનાં સારાં નસીબે છેલ્લાં ૨૬ વરસમાં આ સંસ્થાના પંડિતોને એમ જણાયું છે કે ગીતામાં વેદ વિરુદ્ધનો વિચાર કદી હોઈ શકેજ નહીં અને નથી. પંડિત આર્યમુનિજી ભૂમિકામાં લખે છે કે, "કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા વેદના ત્રણે કાંડોનું ગાન કરવાવાળી ભગવદ્ગીતાથી ભિન્ન બીજી કોઇ ગીતા નથી. ત્રિકાંડ વેદનું આખ્યાન ગીતામાં હોવાથી આ ગ્રન્થ તમામ ગ્રન્થોમાં ઉત્તમ મનાય છે. જેવી રીતે ગીતાના વેદના ત્રણે કાંડોનું સરલ અને સ્પષ્ટ ભાષામાં વર્ણન

આર્યસમાજીસ્ટ પંડિત આર્યમુનિનો ગીતા માટે અભિપ્રાય.

* શ્રી આદિશંકરાચાર્યજી, આ ગીતા ઉપરના પોતાના ભાષ્યમાં કહે છે કે "तदिदं गीताशास्त्रं समस्तवेदार्थसारसंग्रहभूतं" અર્થ–ગીતા શાસ્ત્ર સમસ્ત વેદાર્થના સાર સંગ્રહરૂપ છે.

કરવામાં આવ્યું છે તેવી રીતે બીજા કોઇ ગ્રન્થમાં કરવામાં આવ્યું નથી. અગર જો જ્ઞાન-કાંડમાં ઉપનિષદોને ગીતા કરતાં ઉંચું પદ આપવામાં આવ્યું છે, પણ ગીતા જેવો પ્રભાવશાળી ગ્રન્થ છે તેવાં ઉપનિષદો નથી તે પ્રમાણે હોવાનું એક તો કારણ એજ છે કે ઉપનિષદોની ભાષા ગીતા જેવી સરલ નથી. બીજું કારણ એ છે કે ઉપનિષદોમાં એક કે બે વેદનો આશ્રય કરવામાં આવેલ છે અને ગીતામાં તો ચારે વેદનો આશ્રય થએલો છે. ગીતાનું સર્વોપરી મહત્ત્વ એટલું છે કે તે **વૈદિક અર્થનું પ્રતિપાદન કરે છે.** કેટલાક લોકો ગીતા ઉપર આક્ષેપ મૂકે છે કે તે આધુનિક ગ્રન્થ છે અને તેમાં શ્રીકૃષ્ણનીજ પ્રશંસા કરવામાં આવી છે. પરંતુ આવો આક્ષેપ મૂકનારાઓએ ગીતાનાં મૂળ સિદ્ધાન્તો તરફ નજર પણ ભાગ્યેજ કરી હશે. આ ગીતાજીનો ગ્રન્થ શ્રીકૃષ્ણની પ્રશંસા કરતો નથી પણ અક્ષર પરમાત્માનું વર્ણન કરે છે. કૂટસ્થ નિત્ય, પરમાત્માનું જ્ઞાન ગીતામાં પુષ્કળ ભરેલું છે. **ગીતા વેદનો સાર છે.** ગીતા પરમાત્માનો યથાર્થ રીતે ઉપદેશ કરે છે. સાંખ્યાદિક છ શાસ્ત્રોનો પણ ગીતામાં સમાસ થઇ જાય છે. ગીતા ષટ્શાસ્ત્રના અર્થનો ભંડાર છે. કર્મ, ઉપાસના, જ્ઞાનરૂપ વેદાર્થનો સાર છે. આ કારણથી ગીતા તમામ મનુષ્યોમાં મનોહારિણી મનાઇ છે. આ ગ્રન્થ **તમામ શાસ્ત્રોનો સાર છે અને તેમાં પરમાત્માની કેવળ અનન્ય ભક્તિ કરવાની આજ્ઞા કરી છે.**

૫૦ ઉપરની હકીકતથી જણાશે કે ગીતાને વેદ તથા ઉપનિષદોનું દોહન આચાર્યશ્રીઓએ માનેલું છે. એ પ્રમાણે આર્યસમાજની સંસ્થા પણ માને છે એટલે આ ગ્રન્થની ઉત્કૃષ્ટતા વિષે જરાપણ મતભેદ નથી.

૫૧ ગીતાનો તમામ ગ્રન્થ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ–પરમાત્મા–ભગવાન્ હોવાનું નિઃસંદિગ્ધપણે પ્રતિપાદન કરે છે. આ ગ્રન્થમાં અને અનેક ઉપનિષદોમાં બતાવેલ વિચારોનો અનાદર કરી શ્રીકૃષ્ણને પ્રાકૃત મનુષ્ય જેવા અગર એક મહાત્મા નર જેવા માનવાથી અને મનાવવાનો પ્રયત્ન કરવાથી આર્યભૂમિના સનાતન ધર્મને મોટો ધક્કો પહોંચાડવા જેવું થાય છે. તેની સાથે શ્રુતિ તથા ગીતાજીનું માહાત્મ્ય પણ તેવો વિચાર રાખવાથી ઘણું ઓછું થાય છે. ભગવાન શ્રીકૃષ્ણના બોધનું જેટલું વજન પડે [illegible] મહાત્મા નર શ્રીકૃષ્ણના બોધનું ન પડે તે દેખીતું છે. વેદને આપણે ઉત્કૃષ્ટ કહી[illegible] છીએ તેનું કારણ એજ છે કે તે ઇશ્વરપ્રણીત હોવાનું આપણે માનીએ છીએ.

૫૨ હવે ગીતાજીનાં પ્રમાણો તરફ લક્ષ ખેંચવામાં આવે છે. વેદને પ્રમાણ ન[illegible] માનનારને વિદિત છે કે શ્રુતિમાં અક્ષરબ્રહ્મના આનંદની ગણત્રી કરી છે. તૈત્તિરી[illegible] પરબ્રહ્મમાં અગણિત આનંદ હોવાનું કહી તેને સદાનંદ સર્વાનંદ કહે છે. અક્ષરબ્રહ્મના આનંદની ગણત્રી કરી છે. પરબ્રહ્મનું આવું સ્વરૂપ હોવાથી તેને અક્ષરથી પણ અતીત શ્રુતિમાં કહેલ છે. "अक्षरात्परतः परः एतत्क्षराऽक्षराऽतीतम्" અને પરબ્રહ્મથી અતીત કશું પણ નથી એમ પણ કહેલ છે. હવે ગીતાજીના અધ્યાય ૧૫ શ્લોક ૧૬ થી ૧૯ તરફ સુજ્ઞ વાંચનારાઓનું લક્ષ ખેંચવાની રજા લઉં છું. ક્ષર એટલે શું અને અક્ષર એટલે શું

તે સોળમા શ્લોકમાં જણાવી સત્તરમા શ્લોકમાં શ્રીકૃષ્ણે આજ્ઞા કરી છે કે **"ઉત્તમ પુરુષ તો ક્ષરથી અતીત છે અને તે પરમાત્માના નામથી ઓળખાય છે. આ ઉત્તમ પુરુષ ( પરમાત્મા ) ત્રણે લોકમાં પ્રવેશ કરીને તેને ( ત્રણે લોકને ) ધારણ કરે છે. તે અવ્યય છે અને ઇશ્વર છે."** આ શ્લોકમાં પરમાત્માને ઉત્તમ પુરુષ, ઇશ્વર અને અક્ષરથી અતીત કહ્યા છે. મતલબ કે વેદમાં પરબ્રહ્મ અક્ષરથી અતીત હોવાનું કહ્યું છે. તેજ સિદ્ધાન્ત શ્રીકૃષ્ણે અહીં પણ કહ્યો છે. હવે શ્લોક ૧૮ માં શ્રીકૃષ્ણ પોતેજ આજ્ઞા કરે છે કે, "ક્ષરથી હું અતીત છું અને અક્ષરથી પણ ઉત્તમ છું અને તેથીજ લોકમાં અને વેદમાં પુરુષોત્તમ એવા નામથી હું ઓળખાઉં છું. **"यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ॥ अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः"** આગલા શ્લોકમાં પરબ્રહ્મ માટે પરમાત્મા, ઉત્તમ પુરુષ, ઇશ્વર એવા શબ્દો વાપરી તે અક્ષરથી અતીત છે એમ કહી હું ( શ્રી કૃષ્ણ ) અક્ષરથી અતીત છું અને પુરુષોત્તમ છું એમ કહેલું છે. વળી તેજ અધ્યાયના ૧૯ મા શ્લોકમાં કહેલ છે કે ઉપરના ૧૮ મા શ્લોકમાં "મેં અક્ષરથી અતીત એવા પુરુષોત્તમનું જે સ્વરૂપ મારૂં હોવાનું કહ્યું છે તેવું મારૂં પુરુષોત્તમ સ્વરૂપ જે મનુષ્ય ઓળખે છે **તે સર્વજ્ઞ થાય છે અને તમામ ભાવવડે મને ભજે છે."** પંદરમા અધ્યાયમાં આપેલ જ્ઞાનને **"गुह्यम्"** કહ્યું છે. અને તે જાણવાથી બુદ્ધિમાન્ મનુષ્ય કૃતકૃત્ય થાય છે. (શ્લોક ૨૦) આ શ્લોક ઉપરની ટીકામાં આદિશંકરાચાર્ય લખે છે કે તમામ ગીતાશાસ્ત્રનો અર્થ ટૂંકામાં આ અધ્યાયમાં બતાવ્યો છે, અને વેદનો અર્થ પણ સારી રીતે કહેવામાં [1]આવ્યો છે.

૫૩ વેદમાં પરબ્રહ્મ પરમાત્માને જગતનું કારણ માનેલ છે. પરબ્રહ્મમાંથી જગતનો આવિર્ભાવ થાય છે, પરબ્રહ્મજ જગતની સ્થિતિ રાખે છે. અને પરબ્રહ્મમાંજ જગતનો લય ( તિરોભાવ ) થાય છે. આવિર્ભાવ અને તિરોભાવ એવા નામથી પરબ્રહ્મની બે શક્તિઓ છે. શ્રીકૃષ્ણને જે પ્રકારના મહાત્મા અગર મોટા પુરુષ કેટલાક મનુષ્યો માને છે તેવા મહાત્મા જગત્ ઉત્પન્ન કરે છે, અગર જગતનો સંહાર કરે છે એવું વેદમાં કોઇ ઠેકાણે કહ્યું નથી, અને કહે પણ નહીં. જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય તો કેવળ પરબ્રહ્મથીજ થાય છે. તેની પુષ્ટિમાં શ્રુતિનાં નીચેનાં થોડાં પ્રમાણો ટાંકવામાં આવે છે. **"स आत्मानं स्वयमकुरुत" "स हैतावानास" "जन्माद्यस्य यतः" "यतो वा इमानि भूतानि जायन्ते एकोऽहं बहुस्याम्"** વગેરે.

૫૪ હવે ગીતાજીમાં શ્રીકૃષ્ણે પુનઃ પુનઃ કહ્યું છે કે-"આખા જગતના આવિર્ભાવ અને પ્રલયનું કારણ હુંજ છું." **अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा** અધ્યાય ૭ શ્લોક ૬ "જેમ દોરામાં મણિઓ પરોવાયલી છે તેમ આ સર્વ મારામાં પરોવાયલું છે." ( અધ્યાય ૭ શ્લોક ૭. ) હે અર્જુન તમામ ભૂતોનું હુંજ સનાતન બીજ છું એમ જાણ. **"बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्"** ( અધ્ય ૭ શ્લોક ૧૦. ) "હે અર્જુન જ્યારે કલ્પ પૂરો

1 "सर्वोऽहि गीताशास्त्रार्थोऽस्मिन्नध्याये समासेनोक्तः" "सर्वश्च वेदार्थ इह परिसमाप्तः"

થાય છે ત્યારે તમામ ભૂતો મારી પ્રકૃતિને પ્રાપ્ત થાય છે, અને કલ્પની શરૂઆત થાય છે ત્યારે હું તે ભૂતોને પાછો સર્જુ છું. ( અધ્યાય ૯ શ્લોક ૭ ) તેવોજ વિચાર તે પછીના શ્લોકમાં બતાવ્યો છે. **विसृजामि पुनः पुनः भूतग्राममिमं कृत्स्नम्** આ પ્રમાણે વારંવાર સર્જવા છતાં મને તે કર્મો બંધન કરી શકતાં નથી. **न च मां तानि कर्माणि निबध्नन्ति** કારણ કે, ઉદાસીનની પેઠે રહી હું કર્મમાં આસક્તિ રાખતો નથી. આ જગતનો પિતા, માતા, ધાતા અને પિતામહ હું છું. ( અધ્યાય ૯ થી ૧૭ ) પોષણકર્ત્તા હું છું. ઉત્પત્તિ, નાશ, સ્થિતિ અને લયનું સ્થાન હું છું અને નાશરહિત બીજ પણ હું છું. **बीजमव्ययम्** સર્વનું ઉત્પત્તિકરણ હું છું અને સકલ મારાથી પ્રવર્તે છે **अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते** હું પ્રાણિમાત્રનો આદિ મધ્ય અને અંત છું. **अहमादिश्च मध्यं च भूतानामन्त एव च** સર્વ ભૂતોનું જે બીજ છે તે હું છું **यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन** હું બીજ આપનાર પિતા છું **अहं बीजप्रदः पिता**

૫૫ અક્ષરથી અતીત એવા પરબ્રહ્મ પુરુષોત્તમ હું છું એવી શ્રીકૃષ્ણે પોતે આજ્ઞા કરી છે એમ ઉપર જણાવ્યું છે અને શ્રીકૃષ્ણે પુનઃ પુનઃ કહ્યું છે કે મેંજ જગતની ઉત્પત્તિ કરી છે. હુંજ જગતનું રક્ષણ કરૂં છું અને મારામાંજ, જગતનો લય થાય છે. વિચાર કરો કે આ સ્વરૂપ પરબ્રહ્મનું છે કે પ્રાકૃત મનુષ્યનું ?

૫૬ વળી પરબ્રહ્મ પરમાત્મા સર્વવ્યાપક છે એમ તે આજ્ઞા કરે છે. કોઈ પ્રાકૃત મનુષ્ય અગર મહાત્મા સર્વવ્યાપક હોઇજ શકે નહીં. સર્વ ઠેકાણે રહેવાનો ધર્મ તો પરમાત્મામાંજ રહેલ છે. આ ધર્મ શ્રીકૃષ્ણમાં હોવાનું શ્રીકૃષ્ણે ગીતાજીમાં ઘણી જગ્યાએ કહેલ છે.

" यो मां पश्यति सर्वत्र, सर्वभूतस्थितं माम् ॥ " " मया ततमिदं सर्वम् ॥ " भूतस्थो " " सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ " " वासुदेवः सर्वमिदम् ॥ "

૫૭ ગીતાજીમાં શ્રીકૃષ્ણવાક્યના આશરે ૬૦૦ શ્લોકો છે તેમાં બસો ઉપરાંત શ્લોકોમાં શ્રીકૃષ્ણે એવી આજ્ઞા કરી છે કે **મારામાંજ** ચિત્ત રાખવું, **મારામાંજ** મન રાખવું, **મારામાંજ** બુદ્ધિ રાખવી, **મારોજ** આશ્રય રાખવો, **મારાજ** શરણે આવવું, તેમ કરવાથી **મનેજ** પમાય છે અને શ્રેષ્ઠ ફળ પ્રાપ્ત થાય છે. ગીતાજીમાં ફક્ત પરબ્રહ્મ પરમાત્માની ભક્તિ કરવાની આજ્ઞા કરી છે એવું આપણા **આર્યસમાજીસ્ટ** ભાઈઓ પણ સ્વીકારે છે. પરબ્રહ્મની ભક્તિનેજ અનન્ય, અવ્યભિચારિણી ભક્તિ, ગીતાજીમાં કહી છે જો શ્રીકૃષ્ણ પરબ્રહ્મથી જુદા હોય તો મારીજ ભક્તિ કરો, મારામાંજ ચિત્ત રાખો, વગેરે પ્રકારની આજ્ઞા કદી કરે નહીં. પણ પોતેજ પરબ્રહ્મ હોવાથી તેવા પ્રકારની આજ્ઞા કરી છે. હવે તેવી આજ્ઞા જે શ્લોકોમાં કરી છે તે તરફ લક્ષ ખેંચવાની રજા લઉં છું.

૫૮ છઠ્ઠા અધ્યાયમાં આત્મસંયમયોગ સંબંધી શ્રીકૃષ્ણે અર્જુનને બોધ આપેલ છે. શ્લોક ૪૬ માં કહ્યું છે કે, "તપ કરનારથી યોગી અધિક છે. અને યજ્ઞાદિક કર્મ કરનારાઓથી પણ યોગી અધિક છે. અને યજ્ઞાદિક કર્મ કરનારાઓથી પણ યોગી અધિક

છે." આ પ્રમાણે યોગની શ્રેષ્ઠતા બતાવી અર્જુનને આજ્ઞા કરી છે કે "तस्माद् योगी भवार्जुन" માટે તું પણ યોગી થા. આ પ્રમાણે યોગનાં વખાણ કરી તે અધ્યાયના છેલ્લા શ્લોકમાં શ્રીકૃષ્ણ કહે છે કે તમામ યોગીઓમાં **જે મારામાં પોતાના ચિત્તને અર્પણ કરી શ્રદ્ધા સાથે મારી ભક્તિ કરે છે તેને હું ઉત્તમ યોગી** માનું છું.

**योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ॥श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥**

"મારામાં મન આસક્ત કરવાથી અને મારો આશ્રય રાખવાથી મારા માહાત્મ્યનું જ્ઞાન તને થશે." "**मय्यासक्तमनाः । मदाश्रयः ॥**" આખી ગીતામાં પરબ્રહ્મની અનન્ય ભક્તિનો બોધ આપનાર શ્રીકૃષ્ણ કહે છે કે ચાર પ્રકારનાં મનુષ્યો **મને ભજે** છે ( અધ્યાય ૭ શ્લો. ૧૬ ) ત્યાંજ વિશેષ આજ્ઞા કરે છે કે જ્ઞાની ઘણા જન્મોના અંતે **મને** પામે છે "**मां प्रपद्यते**" દેવતાઓનું શ્રદ્ધાથી આરાધન કરનારાઓ તે દેવતાની પાસેથી **મેંજ** નિર્માણ કરેલા ભોગો મેળવે છે. પણ આવા માણસને "અલ્પ બુદ્ધિવાળા કહ્યા છે." તેમને જે ફળની પ્રાપ્તિ થાય છે તે નાશવાન છે એમ કહ્યું છે. અને છેવટ આજ્ઞા કરે છે કે દેવોની આરાધના કરનાર દેવોને પામે છે **અને મારી ભક્તિ કરનારા મનેજ પામે છે.** "**मद्भक्ता यान्ति मामपि**" આઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે આજ્ઞા કરી છે કે "અવસાન વખતે **મારૂંજ** સ્મરણ કરતાં જો દેહ પડે છે તો **મારાજ** ભાવને પ્રાપ્ત થવાય છે. માટે હે અર્જુન સર્વદા **મારૂંજ** સ્મરણ કર, **મારામાં** મન તથા બુદ્ધિ અર્પણ કરવાથી તું જરૂર **મનેજ** પામીશ." **मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम्** (અ. ૮ શ્લો. ૭) જે માણસ **મારા** સિવાય બીજા કશામાં ચિત્ત રાખતો નથી અને જે હંમેશાં **મારૂં** સ્મરણ કરે છે તેને હું સુલભ છું. "**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः**" (અ. ૮ શ્લો. ૧૫) જે મહાત્માઓ મને પામે છે તેનો કદી પુનર્જન્મ થતો નથી. ( અધ્યાય ૮ શ્લો. ૧૫ ) બ્રહ્મ લોકથી માંડીને તમામ લોકમાં જનારા પુનર્જન્મ પ્રાપ્ત કરનારા છે પણ હે અર્જુન **મને પામ્યા પછી** પુનર્જન્મ થતો નથી. ( અ. ૮ શ્લો. ૧૬ ) "मामुपेत्य पुनर्जन्म न विद्यते" દૈવી પ્રકૃતિવાળા મને ભૂતમાત્રનો કરનાર અને અવ્યય માની **મારી અનન્ય** ભક્તિ કરે છે ( અધ્યાય ૯ શ્લોક ૧૩ ) શ્રુતિમાં અનેક જગ્યાએ આજ્ઞા કરી છે કે તમામ કર્મો પ્રભુને અર્પણ કરવાં. પ્રભુ અને શ્રીકૃષ્ણ એકજ હોવાથી શ્રીકૃષ્ણે અર્જુનને ઘણે ઠેકાણે આજ્ઞા કરી છે કે, તમામ કર્મ **મને** અર્પણ કર. તે પ્રમાણે અર્પણ કરવાથી તું **મનેજ** પામીશ. "**तत्कुरुष्व मदर्पणम्**" "**सर्वाणि कर्माणि मयि संन्यस्य** ॥ "**मत्कर्म परमो भव**"॥ સ્ત્રી અને શૂદ્રો પણ મારો સારી રીતે આશ્રય કરવાથી ઉત્કૃષ્ટ ગતિને પ્રાપ્ત થાય છે. **મારામાં** તારૂં મન રાખ. **મારી** ભક્તિ કર, **મારી સેવા** કર, **મનેજ** નમન કર. એ પ્રમાણે મારા પરાયણ રહેવાથી તું, મનેજ પામીશ." ( અ૦ ૯ શ્લોક ૩૪ ) અધ્યાય દશમામાં કહ્યું છે કે મારામાં ચિત્ત રાખનાર અને મારામાં પ્રાણ રાખનાર" બારમા અધ્યાયમાં આજ્ઞા કરી છે કે "**મારા**માં મન તલ્લીન રાખી જેઓ શ્રદ્ધા સાથે મારી હમેશાં ઉપાસના કરે છે તેઓને હું ઉત્તમ માનું છું."

( અધ્યાય ૧૨ શ્લોક ૧-૨ ) મને તમામ કર્મો અર્પણ કરી **મારા**માં ચિત્ત રાખી અનન્ય યોગવડે જેઓ **મારૂં** ધ્યાન અને ભક્તિ કરે છે તેમને સંસારરૂપી સાગરમાંથી હું તુરત મુક્ત કરૂં છું ( અધ્યાય ૧૨ શ્લોક ૬-૭ ) **મારા**માંજ મન રાખ, **મારા**માંજ બુદ્ધિ રાખ, તેમ કરવાથી તું **મારા**માંજ રહીશ " ( અધ્યાય ૧૨ શ્લોક ૮) પ્રિયભક્તનાં લક્ષણ બતાવતાં કહ્યું છે કે " **मय्यर्पितमनोबुद्धिः** " **મારા**માં મન તથા બુદ્ધિ અર્પણ કરીને ( અધ્યાય ૧૨ શ્લોક ૧૪ ) જે ભકતો **મારા**માંજ ચિત્ત રાખે છે તે, મને, ઘણા પ્રિય છે "**मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः**" જ્ઞાન શાને કહેવું તેનો બોધ આપતાં " **अमानित्वं** " વગેરે લક્ષણોનું વર્ણન કરતાં કહ્યું છે કે " **मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी** " **મારામાં અનન્ય યોગવડે અવ્યભિચારિણી ભકિત રાખવી.** ગુણાતીત કેમ થવાય તે પ્રશ્નના ઉત્તરમાં અર્જુનને શ્રીકૃષ્ણે આજ્ઞા કરી છે કે " **જે મારી અનન્ય ભકિતવડે સેવા કરે છે તે ગુણાતીત થઇ બ્રહ્મ થવાને યોગ્ય થાય છે.** " " કામ કરતાં છતાં પણ **મારો** આશ્રય રાખનાર **મારી કૃપાથી** " **मत्प्रसादात्** " શાશ્વત અને અવ્યય પદ પ્રાપ્ત કરે છે " ( અધ્યાય ૧૮ શ્લોક ૫૭ ) અઢારમા અધ્યાયના છેલ્લા ભાગમાં તમામ બોધના નિચોડ તરીકે એવી સ્પષ્ટ આજ્ઞા કરી છે કે " **મારામાં મન રાખ, મારો ભકત થા, મારી સેવા કર, મને નમન કર** એમ કરવાથી જરૂર તું **મને** પામીશ. " યજ્ઞ, તપ, દાન વગેરે વૈદિક ક્રિયાઓનો બોધ આપી છેવટે કહ્યું છે કે **મારાજ શરણે આવવું** "**मामेकं शरणं व्रज**" આ પ્રમાણે અનેક શ્લોકોમાં પરબ્રહ્મની અનન્ય અને નિષ્કામભક્તિ કરવાનો બોધ આપનાર શ્રી કૃષ્ણે પોતાનું પરબ્રહ્મનુંજ સ્વરૂપ છે એમ કહી પોતાની અનન્ય ભક્તિ કરવાની આજ્ઞા કરી છે.

૫૯ શ્રુતિમાં કહ્યું છે કે પ્રભુની વૈષ્ણવી માયા " **दुरत्यया** " છે જે પ્રભુની ભક્તિ કરે છે, અગર પ્રભુને શરણે જાય છે તેજ માયાને તરી શકે છે. "**एतां महामायां तरन्त्येव ये विष्णुमेव भजन्ति नान्ये तरन्तिकदाचन विविधोपायैरपि** " શ્રુતિમાં અન્ય સ્થલે એમ પણ કહ્યું છે કે " **तस्य पादाम्बुजध्यानात्** " પ્રભુની દુસ્તરા માયા સુતરા થાય છે. આવોજ વિચાર ગીતાજીમાં શ્રીકૃષ્ણે બતાવી કહ્યું છે કે **મારી માયા** દુરત્યયા છે અને જે મારે શરણે આવે છે તેજ મારી માયાને તરી શકે છે ( અધ્યાય ૭ શ્લોક ૧૪ ).

૬૦ વળી શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે અને પ્રાકૃત મનુષ્યોમાં શ્રેષ્ઠ નર નથી એ સિદ્ધાન્તને નીચેનાં પ્રમાણો સમર્થન કરે છે. " હું **અજ** છું **અવ્યય** છું, પણ મૂઢ **લોકો મને તેવો જાણતા નથી** ( અ. ૭ શ્લો. ૨૫ ) હજારો માણસોમાં કોઇજ સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે અને પ્રયત્ન કરનારાઓમાં પણ **કોઈજ મારૂં ખરૂં સ્વરૂપ જાણે** છે. " " **कश्चिन् मां वेत्ति तत्त्वतः**" ( અ. ૭ શ્લોક ૩ ) હું હરકોઇ પાસે પ્રગટ થતો નથી. "**नाहं प्रकाशः सर्वस्य**" હું વર્તમાન ભૂત અને ભવિષ્ય જાણું છું પણ મને કોઇપણ જાણતું નથી " **मां तु वेद न कश्चन** ( અધ્યાય ૭ શ્લો. ૨૬ ) મેં મનુષ્યના જેવું સ્વરૂપ ધારણ કર્યું છે, પણ હું **ભૂત માત્રનો** મહાન **ઇશ્વર** છું. અને **ઇશ્વર તરીકે મારો ભાવ પણ શ્રેષ્ઠ છે. આવા પરમભાવને**

**નહીં જાણનારા મૂર્ખો મારી અવજ્ઞા કરે છે.** " ( અધ્યાય ૯ શ્લો. ૧૧ ) " જેઓ દૈવી પ્રકૃતિવાળા છે. તેઓ મને **ભૂત માત્રનો આદિ, અવ્યય, માની મારૂં ભજન કરે છે.** " ( અ. ૯ શ્લો. ૧૩ ) મારા પ્રભાવને દેવતા અને ઋષિઓ પણ જાણતા નથી કારણ કે હું તેમનું દરેક રીતે કારણ છું. ( અધ્યા. ૧૦ શ્લો. ૨ ) જેઓ મને **જન્મ વિનાનો " अजन्म " અનાદિ, અને લોકનો મહેશ્વર** જાણે છે તેઓ પાપમાંથી મુક્ત થાય છે. " ( અધ્યાય ૧૦ શ્લો. ૩ ).

૬૧ એકાદશ અધ્યાય વાંચવાથી જણાશે કે અર્જુને શ્રીકૃષ્ણનાં દિવ્યસ્વરૂપનાં દર્શન કરવાની ઇચ્છા જણાવી હતી. " द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम " પ્રભુનાં દિવ્યસ્વરૂપનાં દર્શન કરાવવા અર્જુનને દિવ્યચક્ષુ આપી જે સ્વરૂપનાં દર્શન કરાવ્યાં તેનું વર્ણન કરતાં ગીતાજીમાં કહ્યું છે કે આ સ્વરૂપ " अनतं विश्वतोमुखम् अनेकवक्त्रनयनम् " અને હજારો સૂર્યના તેજ જેવું પ્રકાશમાન હતું. આ સ્વરૂપમાં અર્જુને દેવોને, બ્રહ્માને તથા ઋષિઓ વગેરેને જોયા; અને ધૃતરાષ્ટ્રના પુત્રાદિકને પણ પ્રભુના મુખમાં પેસતા અને નષ્ટ થતા જોયા. જો શ્રીકૃષ્ણ પ્રાકૃત મનુષ્ય જેવા હોય અને ભગવાન ન હોય તો શું આવા સ્વરૂપનાં દર્શન કદી કરાવી શકે ?

૬૨ શ્રુતિમાં પ્રભુનું સ્વરૂપ જણાવતાં અનેક ઠેકાણે કહ્યું છે કે પ્રભુ હૃદયમાં રહે છે. શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે " હું સૌના હૃદયમાં રહેલ છું " "सर्वस्य चाहं हृदि संनिविष्टः"

૬૩ શ્રુતિમાં કહ્યું છે કે તમામ વેદોનો સાર એજ છે કે પ્રભુને ઓળખવા " वेदैरनेकैरहमेव वेद्यः " શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે वेदैश्च सर्वैरहमेव वेद्यः (અ. ૧૫ શ્લો. ૧૫)

૬૪ અધ્યાય ૭, ૯, ૧૦માં જે વિભૂતિઓનું વર્ણન કરવામાં આવ્યું છે તે પરબ્રહ્મનીજ વિભૂતિઓ છે. મનુષ્યની નહીં. આ તમામ વિભૂતિઓ **મારી** છે એમ શ્રીકૃષ્ણે કહેલું છે.

૬૫ પરબ્રહ્મ–પ્રભુનો જન્મ નથી એટલે તે અનાદિ છે. છે, છે અને છેજ. સૃષ્ટિના આવિર્ભાવ પહેલાં તેજ હતા. લય પછી તેજ રહેવાના છે. અજન્મા પ્રભુ અમુક કાર્યો કરવા જન્મ લે છે. પ્રભુનાં જન્મ તથા કર્મો દિવ્ય, અલૌકિક અતિમાનુષિક છે. પ્રાકૃત મનુષ્યનાં જેવાં નથી. તેથીજ શ્રીકૃષ્ણે કહ્યું છે કે " મારાં જન્મ તથા કર્મો દિવ્ય છે " ( અધ્યાય ૪ શ્લો. ૯ ) " जन्म कर्म च मे दिव्यम्" ભાગવતમાં પણ કહ્યું છે કે શ્રીકૃષ્ણનાં કર્મો " अतिमर्त्यानि " છે.

૬૬ એમ કહેવામાં આવે છે કે પ્રભુનો કદી જન્મજ નથી અને તેથી પ્રભુ જન્મ ધારણ કરે નહીં. શું પ્રભુ અજન્મા નથી એવું કોઇ આચાર્યે અગર સનાતન ધર્મનું અવલંબન કરનાર પંડિતે લખ્યું છે, અગર કહ્યું છે ? પરાબ્રહ્મ અમુક કાર્યો કરવા અવતાર ધારણ કરે છે એવુ માનનારા પણ એમ સ્વીકારે છે કે પરબ્રહ્મ અજ છે, અનાદિ છે,

નિત્ય છે. જ્યાં શ્રીકૃષ્ણે હું યુગે યુગે અવતાર લઉં છું એમ કહ્યું છે કે "હું **અજ** છું." **અવ્યય** છું. **પ્રાણી માત્રનો ઈશ્વર** છું. તેમ છતાં અમુક સંજોગોમાં અમુક કાર્યો માટે હું અવતાર લઉં છું.[1] એટલે પરબ્રહ્મ અવતાર લે છે એવો વિચાર ધરાવનારની સાથે એવી દલીલ કરવાની જરૂર નથી કે પ્રભુ અજ છે. કારણ કે તે બાબતમાં મતભેદ નથી. પ્રભુ અવતાર લે છે તેમ કહેવાથી પ્રભુ પ્રથમ નહોતા એમ ઠરતું નથી. પરમાત્મા પ્રભુ અજન્મા છતાં અવતાર લઇ પ્રભુની જે જ્ઞાન અને ક્રિયાશક્તિ વગેરે હોય તે અવતારમાં પણ ધારણ કરી શકે છે. ઉપર વિદિત કર્યું તે પ્રમાણે શ્રીકૃષ્ણને પરબ્રહ્મથી ભિન્ન ગણી અગર તેમને પ્રાકૃત માણસના જેવા અગર મહાત્માઃનર ગણી તેમની સેવા (ભક્તિ) કરવામાં આવતી નથી પણ કૃષ્ણાવતારમાં મનુષ્યરૂપ ધારણ કર્યા છતાં તેમના શરીરના અવયવો આપણા પ્રાકૃત મનુષ્યના જેવાં નથી પણ આનંદઘન છે એમ માની પોતે પરબ્રહ્મજ છે અને તેમનામાં પરબ્રહ્મનાં તમામ અપ્રાકૃત, અલૌકિક દિવ્યધર્મો તથા લક્ષણો છે એમ માની તેમની ભક્તિ અને સેવા કરવામાં આવે છે. શ્રીકૃષ્ણે પોતેજ કહ્યું છે કે મૂર્ખ માણસો **મને** પ્રાકૃત મનુષ્ય જેવો ગણી મારી અવગણના કરે છે. શ્રી આદિ શંકરાચાર્યે પોતાના ગીતાભાષ્યમાં પણ કહ્યું છે કે શ્રીકૃષ્ણ વાસુદેવને વિશે મૂર્ખ લોકો અનિશ્વરત્વ અને અસર્વજ્ઞત્વની શંકા કરે છે. (ભ. ગી. અ. ૪ શ્લો. ૫ શાંકરભાષ્ય) "**या वासुदेवेऽनीश्वरा-सर्वज्ञाशंका मूर्खाणाम्!**" અને જ્યાં જ્યાં શ્રીકૃષ્ણે **મારી** ભક્તિ કરનાર, **મારામાં** ચિત્ત રાખનાર **મારા** ભાવને પામે છે. એવી રીતે પ્રથમ પુરૂષ વાપરેલ છે, ત્યાં ત્યાં શ્રી શંકરાચાર્યે પરમેશ્વરનોજ અર્થ કરેલ છે.

૬૭ ઉપર વિદિત કરેલ હકીકત ઉપરથી જણાશે કે શ્રુતિ પુનઃ પુનઃ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોવાનું કહે છે. ભગવદ્ગીતાનો તમામ ગ્રંથ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોવાનું નિઃશંક પ્રતિપાદન કરે છે અને ગીતા વેદનો સાર છે એવું આર્યસમાજીસ્ટ પંડિત પણ સ્વીકારે છે. શ્રી આદિશંકરાચાર્યજીએ, શ્રીકૃષ્ણ અને ભગવાન એકજ છે એમ કહ્યું છે. બત્રીશ વર્ષની ટુંકી વયમાં તેઓશ્રીએ ભાષ્ય વગેરે અનેક કઠિન ગ્રંથો લખેલા છે. શ્રીરામાનુજાચાર્યે પણ શ્રીભાષ્ય વિગેરે તત્ત્વજ્ઞાનના ગંભીર વિચારોવાળા ગ્રન્થો શ્રુતિના અસંખ્ય પ્રમાણો આપી લખેલા છે. તેઓશ્રીએ પણ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોવાનું લખ્યું છે. શ્રીવલ્લભાચાર્યજીએ પણ સંસ્કૃતમાંજ ઘણાએ ગ્રંથો લખેલા છે. અણુભાષ્ય વગેરે ગ્રંથોમાં શ્રુતિમાંથીજ સંખ્યાબંધ પ્રમાણો આપી પોતે સ્વીકારેલા સિદ્ધાંતો વેદપ્રતિપાદિત છે, એમ તેઓશ્રીએ નિર્ણયકારક રીતે બતાવેલું છે. તેમની પછીના આચાર્યશ્રીઓએ પણ વેદનેજ મુખ્ય પ્રમાણ માની વેદમાંથી સંખ્યાબંધ આધારો આપી આવરણભંગ વગેરે અનેક ગ્રન્થોમાં પોતાના સિદ્ધાન્તો પ્રતિપાદન કરેલા છે. વેદપારંગત સેંકડો પંડિતો વગેરે શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોવાનું લખી ગયા છે. શ્રીમદ્ભાગવત, વિષ્ણુપુરાણ વગેરે તથા સ્મૃતિઓ પણ શ્રીકૃષ્ણને પરબ્રહ્મ હોવાનું કહે છે.

---

[1] अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपिसन् ।

૬૮ પ્રભુ અવતાર લે છે અને કૃષ્ણ પ્રભુનો અવતાર છે એ વિચાર ખરો નથી એવું બતાવવાનો દુરાગ્રહ રાખી ગીતાજી જેવા ગ્રન્થ ઉપર પાણી ફેરવી આર્યસમાજ તરફથી એવી દલીલ કરવામાં આવે છે કે શ્રીકૃષ્ણ મહાત્મા નર હતા પરન્તુ અર્જુનને બોધ આપતાં પોતે પરબ્રહ્મ હોવાનું માની પરબ્રહ્મ છું એવો બોધ આપ્યો છે. જો આ દલીલ આપણે સ્વીકારીએ તો શ્રીકૃષ્ણને એક મહાત્મા નરની પંક્તિમાં પણ મૂકી શકાય નહીં. જે લક્ષણો પોતાનામાં ન હોય તે લક્ષણો પોતાનામાં છે એવું મહાત્મા નર કદી કહે નહીં. આર્યસમાજની આ દલીલ તેમની બીજી દલીલને શી રીતે કાપે છે તે ખાસ કરીને લક્ષમાં રાખવાનું છે. એક તરફથી ઉપર પ્રમાણે દલીલ કરવામાં આવે છે અને બીજી તરફથી તેમના તરફથી એમ કહેવામાં આવે છે કે શ્રીગીતાજીનાં શ્રીકૃષ્ણનાં વાક્યો તમામ શ્રીકૃષ્ણનાં વાક્યો નથી પણ યુદ્ધ વખતે તેમણે અર્જુનને કાંઇક બોધ આપ્યો હશે તેનો વિસ્તાર કરી શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો ગ્રંથ શ્રીવેદવ્યાસજીએ રચેલો છે; (જુઓ પંડિતશ્રીની ગીતા ઉપરની ટીકાની ભુમિકા) ગીતાજીમાં સમાએલ બોધમાંનો કયો ભાગ શ્રીકૃષ્ણના વાક્યોનો છે અને કયો ભાગ વેદવ્યાસવિસ્તૃત છે એ આપણા આર્ય-સમાજીસ્ટ ભાઇઓ કહેતા નથી અને કહી શકે તેમ પણ નથી. હવે જો શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોવાનાં ગીતાજીનાં વાક્યો વેદ વ્યાસજીનાં હોય તો શ્રીકૃષ્ણે અહંતાનો ભાવ રાખી હું પરબ્રહ્મ છું એવું કહ્યાની દલીલ કરવાનો અવકાશ રહેતો નથી. જો વેદવ્યાસજીએ શ્રીકૃષ્ણને પરબ્રહ્મ હોવાનું કહ્યું હોય તો તેમના વિચારને પ્રમાણ તરીકે માનવા કે કેમ? તેટલાજ સવાલ રહેશે અને આર્યસમાજીસ્ટ ભાઇઓ એટલું તો સ્વીકારે છે કે વેદ વ્યાસજી કદી અવૈદિક અગર ખોટો વિચાર જણાવે નહીં. ઉપરનાં કારણોથી આર્ય સમાજનો વિચાર બુદ્ધિગ્રાહ્ય જણાતો નથી અને પરસ્પર વિરુદ્ધ હોઇ ટકી શકે એવો નથી. કદાચ એમ કહેતા હોય કે સ્વામી દયાનન્દજીએ અમારા મગજમાં જે વિચાર ઠસાવ્યો છે તેનેજ વળગી રહેશું, તો તેનો જવાબ અમારા આચાર્યશ્રીઓના વિચાર ખરા માની તેને વળગી રહીએ તો તેમાં અમારો દોષ કાઢવાનું કારણ નથી. એક ત્રાજવામાં અમારા આચાર્ય-શ્રીઓના ગ્રન્થો મૂકો અને બીજામાં દયાનન્દજીના ગ્રન્થ મૂકો અને પછી નિષ્પક્ષપાતપણે જુઓ કે કયું ત્રાજવું નમે છે. કદાચ એમ કહેતા હો કે તમે તો આંધળી શ્રદ્ધા રાખો છો તો તેનો અમારો એટલોજ જવાબ છે કે દયાનન્દજીના ખોટા વિચારોને વળગી રહેવું એ શું આંધળી શ્રદ્ધા નથી?

# પ્રકરણ ૩ જું.

## શ્રીમદ્દભાગવત.

૬૯ શ્રીમદ્દભાગવતની વેદવ્યાસની સમાધિભાષાને શ્રીવલ્લભાચાર્યજીએ પ્રમાણ તરીકે સ્વીકારી છે. વેદને મુખ્ય પ્રમાણ તરીકે માની[1] વેદનો ખરો અર્થ અને આશય સમજવામાં બ્રહ્મસૂત્ર, ગીતાજી તથા શ્રીમદ્દભાગવત ઘણાં ઉપયોગી છે. એવું તેઓશ્રીએ પોતાના ગ્રંથમાં જણાવ્યું છે. "वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ॥ समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥ उत्तरं पूर्वसंदेहवारकं परिकीर्तितम् ॥ अविरुद्धं तु यत्त्वस्य प्रमाणं तच्च नान्यथा ॥ एतद्विरुद्धं यत्सर्वं न तन्मानं कथंचन ॥ (તત્ત્વદીપનિબંધ) :અને આ ચારે અમૂલ્ય અને અનુપમ ગ્રંથોની તેઓશ્રીએ એકવાક્યતા કરી છે.

૭૦ હવે શ્રીમદ્દભાગવતમાંથી શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે એવું બતાવનારાં પ્રમાણો તરફ લક્ષ ખેંચવામાં આવે છે. પરબ્રહ્મના જુદા જુદા અવતારોનું વર્ણન કરતાં આ ગ્રંથમાં કહ્યું છે કે "कृष्णस्तु भगवान् स्वयम्" કે કૃષ્ણ સાક્ષાત્ ભગવાન છે "एष वै भगवान् साक्षादाद्यो नारायणः पुमान्" શ્રીકૃષ્ણ આદિ નારાયણ ભગવાન છે. આ શ્રીકૃષ્ણજ "स वै किलायं पुरुषः पुराणो य एक आसीत्" કૃષ્ણ ખરેખર જેને એક, પુરાણ, પુરુષ કહે છે તેજ છે. ગુહ્ય વેદોમાં જે પ્રભુને "य एक ईशो जगदात्मलीलया सृजत्यवत्यत्ति न तत्र सज्जते" કહ્યા છે તે આ શ્રીકૃષ્ણજ છે, તેઓ "जगदीश्वर" છે તેમણે "પોતાની માયાવડે મનુષ્યનું શરીર ધારણ કર્યું છે." "અજ" છે તેમ છતાં જન્મ ધારણ કરે છે એજ અત્યંત "विडम्बनम्" આશ્ચર્યકારક છે "अकर्तृ" છે તેમ છતાં કર્મો કરે છે "आद्य" "પ્રકૃતિથી પર" "अव्यय" "आत्माराम" "शान्त" "ईशान" આ પ્રમાણે શ્રીકૃષ્ણ પરબ્રહ્મજ છે એવું ભાગવતમાં ઘણી જગ્યાએ કહ્યું છે. શ્રીમદ્દભાગવતનો ગ્રંથ જેમણે વાંચ્યો છે તેઓને વિદિત છે કે આ આખો ગ્રંથ પરબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણની અનન્ય અને નિષ્કામ ભક્તિનું પ્રતિપાદન કરે છે એટલે આ ગ્રંથમાંથી શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોવાનાં વધારે પ્રમાણ આ સ્થળે આપવાની જરૂર નથી. અનન્ય અને નિષ્કામ ભક્તિના વિષય ઉપર હવે પછીથી યોગ્ય સ્થળે આ ગ્રંથમાંથી સંખ્યાબંધ પ્રમાણો આપવાની જરૂર રહેશે. પરન્તુ આ ગ્રંથમાંથી હવે પછીના ભાગમાં પ્રમાણો આપવાનાં છે તેથી આ જગ્યાએ શ્રીમદ્દભાગવત સંબંધી બે મુખ્ય આક્ષેપોના જવાબ આપવાની મને ખાસ અગત્ય જણાય છે.

---

૧ તેઓશ્રીએ બ્રહ્મસૂત્ર ઉપરના પોતાના ભાષ્યમાં કહ્યું છે કે वेदोक्ताणुमात्रेऽपि विपरीतस्तु यद्भवेत् ॥ तादृशं वा स्वतंत्रं चेदुभयं मूलतो मृषा ॥ અર્થઃ—કોઇપણ લેખ અગર વિચાર વેદથી જરા પણ વિરુદ્ધ હોય અગર સ્વતંત્ર હોય તો એ બન્ને મૂલથી ખોટા છે.

૭૧ કેટલીક વખતે એવો **આક્ષેપ** મૂકવામાં આવે છે કે શ્રીમદ્ભાગવતમાં વેદનું માહાત્મ્ય ઘટાડેલું છે અને કેટલીક વખત એમ પણ કહેવામાં આવે છે કે આ ગ્રન્થમાં વેદની નિંદા કરી છે. આ આક્ષેપ મારા વિચાર પ્રમાણે ઘણોજ ગંભીર છે, અને તેથી તેનો રદીઓ આવા પુસ્તકમાં આપવો એ આવશ્યક જણાય છે; જો શ્રીમદ્ભાગવતે વેદની નિંદા કરી હોય તો આ ગ્રન્થની વેદવ્યાસની સમાધિભાષાને પ્રમાણ તરીકે માનવામાં શ્રીમદ્વલ્લભાચાર્યજીએ અને સંખ્યાબંધ વિદ્વાન્ પંડિતો વગેરેએ ભૂલ કરી ગણાય અને એમ પણ સ્વીકારવું જોઇએ કે શ્રીમદ્ભાગવત અગર બીજા જે ગ્રન્થોમાં વેદની નિંદા કરી હોય એ ગ્રન્થને પ્રમાણ તરીકે નજ માની શકાય. એવા ગ્રન્થોને પ્રમાણ તરીકે માનવામાં આવે તો વેદનો સનાતન ધર્મ નષ્ટ થાય એ દેખીતું છે; પરન્તુ વેદના ધર્મનું રક્ષણ કરવું એ તો સૌ આર્યોનું કર્તવ્ય છે. સેંકડો વર્ષથી અનેક પ્રકારના ધાર્મિક, સાંસારિક અને રાજકીય હુમલાઓ ઓળંઘી આપણા પૂર્વજોએ આપણા વેદના ધર્મનું રક્ષણ કર્યું છે અને તેઓના પ્રતાપથીજ હાલ પણ વેદનું અવલંબન કરનારા લાખો માણસો આપણા દેશમાં મોજુદ છે.

શ્રીમદ્ભાગવત વેદની નિંદા કરે છે એવો આક્ષેપ કેવળ પાયા વિનાનો છે.

૭૨ હવે શ્રીમદ્ભાગવતમાં વેદની નિંદા કરીજ નથી પણ વેદનું માહાત્મ્યજ ગાયું છે એવું બતાવવા સંખ્યાબંધ પ્રમાણો નીચે ટાંકવામાં આવે છે. આ ગ્રંથમાં ૧૮૦૦૦ શ્લોકો છે તેમા વેદના સંબંધમાં શા વિચાર જણાવેલા છે તે નીચેની ટૂંકી હકીકત ધ્યાનમાં લેવાથી જણાશે.

૭૩ સ્કન્ધ ૧૧ અ. ૩ શ્લો. ૧૧ માં કહ્યું છે કે **વેદ સાક્ષાત્ ઈશ્વરનું સ્વરૂપ છે અને ઈશ્વર પ્રણીત છે.** તેજ સ્કંધના અધ્યાય ૧૪ માં કહ્યું છે કે વેદવાણી કાળે કરી નાશ પામી હતી તે મેં (ભગવાને) પ્રથમ બ્રહ્માને કહી હતી. આ વાણીમાં મારૂં મનન કરનારો ધર્મ સમાએલો છે " બ્રહ્માજીએ વેદનો મનુને ઉપદેશ કર્યો. મનુ પાસેથી ભૃગુ વગેરે શિખ્યા. તેમની પ્રકૃતિ અને બુદ્ધિ જુદા પ્રકારની હોવાથી તેઓએ પોતપોતાની પ્રકૃતિ અને બુદ્ધિ અનુસાર વેદના ભિન્ન ભિન્ન અર્થ કર્યા." સ્કન્ધ ૧૧ અને અધ્યાય ૨૦ માં ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણને કહ્યું છે કે "અમુક પદાર્થ મળી શકશે એ જાણવા માટે આપની આજ્ઞારૂપ વેદ દૃષ્ટિરૂપ છે." (**वेदश्चक्षुरुत वेश्वरः**) તેજ સ્કન્ધના ૧૧ મા અધ્યાયમાં કહ્યું છે કે "**પરબ્રહ્મ પોતેજ વેદને પ્રગટ કરે છે અને કરોળીઆની માફક તેને સંકેલી લે છે.**" વેદ છે તે "**शब्दब्रह्म**" છે "दुर्बोध" છે. "अनन्तपारगंभीरम्" છે, સમુદ્રની માફક તે "दुर्विगाह्य" છે. (તરી ન શકાય તેવા છે) તેજ જગોએ શ્રીકૃષ્ણે કહ્યું છે કે "વેદજ હું જાણું છું." ભાગવતના પહેલા શ્લોકમાં કહ્યું છે કે "तेने ब्रह्महृदा य आदिकवये" **પરબ્રહ્મે આદિકવિ બ્રહ્માજીને અંતર્યામીપણે વેદ કહ્યા.** અને તે શ્લોકમાં કહ્યું છે કે વેદનો ગ્રન્થ એવો છે કે "यन्मुह्यन्ति सूरयः" જેમાં વિદ્વાનો પણ મોહ પામે છે. યજુશ્વેતાશ્વરોપનિષદ્ અ. ૬

મં. ૧૮ માં પણ તેવોજ વિચાર જણાવતાં કહ્યું છે કે "यो ब्रह्माणं विदधाति पूर्वं यो वेदांश्च प्रहिणोति तस्मै तं महादेवं आत्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वैशरणमहं प्रपद्ये" સ્કન્ધ ૧૧ અધ્યાય ૨૯માં કહ્યું છે કે વેદને પ્રગટ કરનાર છે. સ્કન્ધ ૧ અધ્યાય ૨ માં કહ્યું છે કે **વેદો વાસુદેવરૂપ છે.** સ્કન્ધ ૪ અધ્યાય ૨૯ માં કહ્યું છે કે વેદમાં જનાર્દન ભગવાન છે. **यत्र देवो जनार्दनः** સ્કન્ધ ૧૨ અધ્યાય ૧૧ માં કહ્યું છે કે **ભગવાન વેદના પ્રવર્ત્તક છે.** "स एष ब्रह्मयोनि" સ્કન્ધ ૯ અધ્યાય ૨૪ માં કહ્યું છે કે વેદ માર્ગનો વિસ્તાર કરવાની ખાતર " आत्मानिगमं प्रथयन् " ભગવાને પોતે યજ્ઞોથી પોતાનું યજન કર્યું. " पुरुषः क्रतुभिः समीजे आत्मानम्" સ્કન્ધ ૧૦ અધ્યાય ૮૭ માં વેદનીજ અનુપમ સ્તુતિ કરવામાં આવી છે.

૭૪ ઉપરનાં તમામ પ્રમાણોમાં નિઃસંદિગ્ધપણે કહ્યું છે કે **વેદ ઈશ્વરપ્રણીત છે અને ઇશ્વરરૂપજ છે તેની સાથે એમ પણ કહ્યું છે કે વેદ નિત્ય છે.**

૭૫ વેદ માટે વેદમાં જે કહ્યું છે તેમજ શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે. શુદ્ધાદ્વૈતમાં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ પણ વેદને ઈશ્વરપ્રણીત અને નિત્ય માન્યા છે. જેમ જગતનો આવિર્ભાવ પરબ્રહ્મમાંથી થાય છે તેમ વેદ પણ પરબ્રહ્મમાંથીજ પ્રગટ થાય છે અને સૃષ્ટિનો લય થાય છે ત્યારે સૃષ્ટિની માફક વેદ પણ પરબ્રહ્મમાં લીન થાય છે. વેદને જે પદ શ્રીમદ્‌ ભાગવતે અને શ્રીવલ્લભાચાર્યશ્રીએ આપ્યું છે તે કરતાં કયું ઉંચુ પદ આપી શકાય ? સ્વામીજી દયાનંદ સરસ્વતીનો સત્યાર્થપ્રકાશ પા. ૧૯૨–૯૬. તથા ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકાના પા. ૨૩ થી ૩૨ જોવાથી જણાશે કે તેઓએ પણ એવોજ મત સ્વીકારેલો છે તેમ છતાં શ્રીમદ્‌ભાગવત જેવા ગ્રંથની નિંદા કરવાની ખાતર પાયા વિનાના આક્ષેપ મૂકવામાં આવે એ દીલગીર થવા જેવું છે.

૭૬ વેદ ભણવાની આવશ્યક્તા શ્રીમદ્‌ભાગવતમાં કેટલે દરજ્જે જણાવી છે તે નીચેનાં પ્રમાણોથી સહજ જણાઇ આવશે. સ્કન્ધ ૧૧ અધ્યાય ૧૭ માં કહ્યું છે કે "બ્રહ્મચર્યના આશ્રમમાં દ્વિજ થયા પછી, જીતેંદ્રિય રહી, ગુરુને ઘેર રહી, વેદનો અભ્યાસ કરવો." દ્વિજના શા શા ધર્મો છે તે બતાવતાં કહ્યું છે કે યજન કરવું. **વેદનું અધ્યયન કરવું.** વેદ ભણાવવા એ બ્રાહ્મણનું કર્તવ્ય છે. ગૃહસ્થે **વેદાધ્યયનરૂપ** બ્રહ્મયજ્ઞ કરવો. સ્કન્ધ ૩ અધ્યાય ૨૯ માં કહ્યું છે કે બ્રાહ્મણોમાં જે વેદ જાણનાર છે તે શ્રેષ્ઠ છે અને તેઓમાં પણ જેઓ વેદોનો અર્થ જાણનારા છે તેઓ શ્રેષ્ઠ છે. "ब्राह्मणेष्वपि वेदज्ञो ह्यर्थज्ञोऽभ्यधिकस्ततः" આવોજ વિચાર નિરુક્ત અ. ૧ પા. ૫. ખંડ ૨ માં જણાવતાં કહ્યું છે કે "જે માણસ વેદનો અર્થ જાણ્યા વિના ફક્ત પાઠજ જાણે છે તે સ્થાણુ અને ભારવાહી છે. જે વેદના અર્થ જાણે તે સકલ કલ્યાણ મેળવે છે."

૭૭ વેદોક્ત કર્મ કરવાની આવશ્યક્તાની બાબતમાં શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે જો કોઇ અજ્ઞાની માણસ ઇંદ્રિઓને વશ રહી વેદોક્ત કર્મ ન કરે " नाचरेद् वेदोक्तम् " તો તે અધર્મથી વારંવાર જન્મ મરણ પામે છે. પરંતુ વેદોક્તકર્મ નિષ્કામ રહી ( તેના ફળની ઇચ્છા રાખ્યા વિના ) પ્રભુને અર્પણ કરી કરવાં. ( એકાદશ સ્કન્ધ અધ્યાય ૩

શ્લોક ૪૫ ) તેજ અધ્યાયમાં અને સ્કંધ ૧૧ અધ્યાય ૨૯ માં તેવોજ વિચાર જણાવી સકામ કર્મો કરનાર હીનાધિકારી છે અને સકામ કર્મો કરવાં નહીં એવી આજ્ઞા કરી છે. આવોજ વિચાર શ્રી ગીતાજીમાં પણ બતાવેલો છે. વળી ભાગવતમાં કહ્યું છે કે વેદમાં કહેલાં સંધ્યોપાસનાદિક કર્મો કરવાં ( ૧૧–૨૭–૧૧ ) જ્ઞાન એ વિવેક છે અને વિવેક વેદાર્થોથી પ્રાપ્ત થાય છે (૧૧–૨૮–૧૮) કર્મ, અકર્મ અને વિકર્મ લૌકિક રીતથી જણાય નહીં પણ વેદની શ્રુતિઓથી જણાય છે **"कर्माकर्म विकर्मातिवेदवादी न लौकिकः"** ( ૧૧–૩–૪૩ ) વેદ ભણવાનું અને સમજવાનું શું પ્રયોજન છે એ વિષે કહેતાં કહ્યું છે કે **વેદનું પર તાત્પર્ય પરબ્રહ્મને ઓળખવાનું-જાણવાનું છે.** શ્રુતિ અને ગીતાજીમાં પણ કહ્યું છે કે **" वेदैरहमेव वेद्यः "** સ્કંધ ૧૧ અધ્યાય ૧૧ અને ૧૨ માં કહ્યું છે કે **"शब्दब्रह्मणि निष्णातः"** જો પરબ્રહ્મ જાણવાનો શ્રમ કરે નહીં તો તેનો શ્રમ વૃથા ગયો છે, એમ સમજવું. અનેકરૂપે **જણાતા પરમાત્માને જે જાણે છે તેજ વેદના ખરા અર્થને જાણે છે. "स वेदवेदम्"** વેદ ભણવાનું અને તેનો અર્થ જાણવાનું એજ પ્રયોજન છે કે પરબ્રહ્મ પરમાત્માનું ખરૂં સ્વરૂપ જાણવું. પણ આ સહેલું નથી. ગીતાજીમાં શ્રીકૃષ્ણેજ કહ્યું છે કે **" मनुष्याणां सहस्रेषु कश्चित् "** એટલે કે હજારો મનુષ્યોમાં કોઇજ સિદ્ધિ માટે યત્ન કરે છે, અને યત્ન કરનારાઓમાં પણ કોઇજ મારૂં સ્વરૂપ જાણે છે.

૭૮ ઉપરના પ્રમાણોથી જણાશે કે ભાગવતે વેદનો મહિમા ઘટાડયો નથી પણ ગાયો છે. તેથી શ્રુતિએ અને ગીતાજીએ વેદનું માહાત્મ્ય ઘટાડયું છે અગર શ્રીમદ્‌ભાગવત વગેરે પુરાણોએ વેદની નિંદા કરી છે એમ નજ કહી શકાય. શ્રુતિ અને ગીતા વેદ માટે જે વિચારો બતાવે છે તેજ વિચારો ભાગવતમાં પણ બતાવવામાં આવ્યા છે. અને તેજ વિચાર શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ પણ પોતાના ગ્રન્થોમાં બતાવેલો છે. *વેદ અને ગીતાજી

---

*વેદ માટે શ્રુતિ, ગીતા શ્રીમદ્‌ભાગવત અને શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ગ્રંથોમાં જે લખ્યું છે તેનો અર્થ કરતાં એટલું ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે વેદ શબ્દ કેટલીક જગ્યોએ કર્મકાંડ માટે ( સંહિતા બ્રાહ્મણ ) વપરાયો છે. ગીતાજીના અધ્યાય ૨. શ્લો. ૪૫ માં " त्रैगुण्यविषया वेदाः " લખેલું છે. આ ઉપરની શ્રીઆદિશંકરાચાર્યના ભાષ્ય ઉપરની ટીકામાં આનંદગીરી ભાર દઇને જણાવે છે કે " वेदशब्देनात्र कर्मकाण्डमेव गृह्यते ॥ " વેદ શબ્દથી કર્મકાંડનુંજ અત્ર ગ્રહણ કરાય છે. આ શ્લોક ઉપરની ટીકામાં પુષ્ટિમાર્ગના આચાર્ય શ્રીપુરુષોત્તમજી મહારાજે પણ તેવોજ વિચાર જણાવી લખ્યું છે કે " स्वर्गादिकर्मफकबोधका वेदाः " અર્થઃ–કર્મકાડ જેનું અનુષ્ઠાન કરવાથી સ્વર્ગ વિગેરે ફળ પ્રાપ્ત થાય છે. એવા અર્થમાં વેદ શબ્દ ઉપનિષદોમાં અને ગીતા વિગેરે ગ્રંથોમાં ઘણી જગ્યાએ વપરાએલો છે. માટે તેનો અર્થ સમજવામાં ઉપરની હકીકત લક્ષમાં રાખવાની ખાસ જરૂર છે. મતલબ કે, અમૂક ઠેકાણે વેદ કયા અર્થમાં વપરાયો છે તેનું ઉપર નીચેનાં વાકયો ધ્યાનમાં લઈ નિરાકરણ કરવાનું છે.

શ્રીમહાપ્રભુજીએ " લોક " શબ્દ પણ પોતાના ગ્રંથમાં કેટલેક ઠેકાણે વાપરેલો છે. " લોક " નો અર્થ " વ્યવહાર " થાય છે. અને તે શબ્દ " સ્મૃતિ " ને માટે પણ વપરાય છે. આ બાબતનું સ્પષ્ટા-કરણ હાલમાં પ્રસિદ્ધ થયેલ " વૈદિમાર્ગનિરીક્ષા " નામના ગ્રંથમાં પાને ૭–૯ માં કરવામાં આવેલ છે; તેથી આ જગ્યાએ વિસ્તારથી લખવાથી જરૂર નથી.

વેદને ઇશ્વરપ્રણીત અને નિત્ય કહે છે. તેવીજ રીતે ભાગવત પણ કહે છે. હવે તે ઉપરાંત ગીતાજી તથા શ્રુતિ વેદ માટે શું કહે છે, તે આપણે તપાસીએ, અને ત્યારબાદ શ્રીમદ્‌ભાગવતમાં તેવાજ વિચારો કેવી રીતે અને ક્યાં જણાવ્યા છે તે બતાવીશું. બન્ને પક્ષો તરફથી પ્રમાણ તરીકે મનાતા ગીતાજી અને ઉપનિષદો તરફ લક્ષ ખેંચવાથી સત્ય શું છે તે સહજ જણાઇ આવશે, અને સત્યનું પ્રતિપાદન કરવાનો દાવો રાખનાર કેવું અસત્ય કહે છે તે પણ જણાઇ આવશે.

૭૯ ગીતાજીમાં શ્રીકૃષ્ણ વાક્યના આશરે ૬૦૦ શ્લોકો છે. તેમાં વિશ શ્લોકમાં વેદનો હવાલો આપી વેદ સંબંધી વિચારો જણાવ્યા છે. વેદનો ઉદ્‌ગમ બ્રહ્મથી થયો છે, એવું ત્રીજા અધ્યાયમાં કહ્યું છે. બીજા અધ્યાયમાં નિષ્કામ કર્મ યોગનું સેવન કરવાનો બોધ આપતાં શ્રીકૃષ્ણે આજ્ઞા કરી છે કે સકામ કર્મો કરવામાંજ પોતાનું કર્તવ્ય માને છે તેમને પ્રભુમાં નિશ્ચયાત્મિકા બુદ્ધિ પ્રાપ્ત થતી નથી.

**यामिमां पुष्पितां वाचं (२–४२–४४) "बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम्" (२–४१)**

૮૦ આ પ્રમાણે કહી વેદવિહિત કર્મો કોઈ પણ જાતના ફલની આશા રાખ્યા સિવાય એટલે કે નિષ્કામપણે કરવાં એવી આજ્ઞા કરી છે. તેજ અધ્યાયના શ્લોક ૪૫ માં કહ્યું છે કે વેદ છે તે ત્રણે ગુણોને વિષય કરનારા છે. "**त्रैगुण्यविषया वेदाः**" પણ હે અર્જુન, તારે તો ત્રણે ગુણોથી અતીત એટલે કે ગુણાતીત થવું "**निस्त्रैगुण्यो भवार्जुन**" અધ્યાય ૧૪ શ્લોક ૨૦ માં કહ્યું છે કે દેહને ઉત્પન્ન કરવાવાળા ત્રણે ગુણોથી અતીત થવાથી જન્મ, મૃત્યુ, જરા અને દુઃખથી મુક્ત થઇ મોક્ષને પ્રાપ્ત કરી શકાય છે.

હવે પ્રશ્ન એ રહ્યો કે ગુણાતીત શી રીતે થઇ શકાય? આવોજ પ્રશ્ન અર્જુને શ્રી કૃષ્ણને પૂછયો છે. (૧૪–૨૧) અને તેના ઉત્તરમાં કૃષ્ણે, તેજ અધ્યાયયના શ્લોક ૨૬ માં આજ્ઞા કરી છે કે **જે પુરુષ અનન્ય ભક્તિ વડે મને સેવે છે તે પુરુષ ત્રણે ગુણોથી અતીત થઈ બ્રહ્મની પ્રાપ્તિ કરી શકે છે.**

૮૧ ગુણાતીત થવું એ પરદશા છે એમ કહી તેવી દશા પ્રાપ્ત કરવા આજ્ઞા કરી વેદ ત્રણ ગુણને વિષય કરનારા છે એમ કહ્યું અને ગુણાતીતની પરદશા અનન્ય ભક્તિથી પ્રાપ્ત થઇ શકે છે એમ કહ્યું. આ બાબતનું વધારે સ્પષ્ટીકરણ આગળ આવશે. તે ઉપરથી શ્રીમદ્‌ભાગવત ઉપરના આક્ષેપનું પોકળપણું વિશેષ અજમાવવામાં આવશે.

૮૨ આ જગાએ એટલું વિદિત કરવાની જરૂર છે કે ચાલતા વિષયના સંબંધમાં ભગવદ્‌ગીતાના જે શ્લોકો ઉપર મેં આધાર રાખ્યો છે અને હવે પછીથી રાખીશ તે શ્લોકોમાંનો કોઇપણ શ્લોક પ્રક્ષિપ્ત નથી એવું સર્વ સ્વીકારે છે. સામા પક્ષના આર્ય સમાજીસ્ટ પંડિત આર્યમુનિજીએ ગીતા ઉપરની પોતાની ભૂમિકામાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે આખી ગીતામાં અધ્યાય ૧૧ નો શ્લોક ૪૬ નો ચતુર્ભુજ સ્વરૂપવાળો ફક્ત પ્રક્ષિપ્ત છે, અને આ સિવાય એક પણ શ્લોક પાછળથી ઘુસાડવામાં આવ્યો નથી એમ તેઓ કબૂલ કરે છે.

૮૩ હવે આપણે ગીતાજીના બીજા શ્લોકો વેદને લગતા તપાસીએ. જ્યારે અર્જુનને શ્રીકૃષ્ણના દિવ્ય સ્વરૂપનાં દર્શન કરાવ્યાં છે. તે વખતે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે આવા મારા **દિવ્ય સ્વરૂપનાં દર્શન વેદના સાધનથી અગર વેદોક્ત યજ્ઞ, દાન, તપ, વિગેરે સાધનોથી કરવા કોઈ સમર્થ થતું નથી,**

તેવોજ વિચાર તે અધ્યાયના શ્લોક ૫૩ માં જણાવ્યો છે.

" नाहं वेदैर्नतपसा न दानेन न चेज्यया शक्य एवं विधो द्रष्टुं दृष्टवानसि मां यथा "

અને શ્લોક ૫૪ માં કહ્યું કે પરબ્રહ્મના આવા દિવ્ય સ્વરૂપના દર્શન **કેવળ અનન્ય ભક્તિવડેજ** થઇ શકે છે.

" भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप "

૮૪ આ ઉપરથી સિદ્ધ થયું કે, કેવલ વેદના સાધનથી અગર વેદ વિહિત યજ્ઞ, દાન, તપાદિક સાધનોથી પરબ્રહ્મના દિવ્ય સ્વરૂપનાં દર્શન થઇ શકતાં નથી. એવા સ્વરૂપનો સાક્ષાત્કાર પ્રભુની **અનન્ય ભક્તિ**વડેજ થઈ શકે છે.

૮૫ આ શ્લોકોની ભાષા અને આશય એવા સ્પષ્ટ છે કે સામો પક્ષ તેનો બીજી રીતે અર્થ કરી શકે તેમ નથી. પંડિત આર્યમુનિજીને પણ આ શ્લોકની ટીકામાં શ્રી રામાનુજાચાર્યની ટીકાનો આશ્રય લઇ એમ સ્વીકારવું પડયું છે કે આ શ્લોકોનો આશય અને અર્થ એવો છે કે **મારી ભક્તિ વિના કેવળ વેદાદિકના સાધનથી મારૂ સ્વરૂપ જણાતું નથી.** ઉપર વિદિત કર્યું તે પ્રમાણે આર્યસમાજની સંસ્થા ગીતાને વેદના દોહનરૂપ માને છે અને જે શ્લોકને પ્રક્ષિપ્ત કહેવામાં આવ્યો છે તે શિવાય બીજા કોઈ પણ શ્લોકમાં વેદવિરૂદ્ધ વિચાર ગીતાજીમાં બતાવવામાં આવ્યો નથી એવું તેઓ કબુલ કરે છે. તો પછી ગીતાજીમાં જેવા વિચારો બતાવ્યા છે **તેવાજ** વિચારો શ્રીમદ્ ભાગવતમાં વેદ માટે બતાવવામાં આવ્યા હોય તો તેથી શું શ્રીમદ્ભાગવતે વેદની નિંદા કરી છે એવો આક્ષેપ મૂકી શકાય ?

૮૬ હવે જેવો વિચાર શ્રીગીતામાં દર્શાવેલ છે તેવોજ વિચાર વેદ (શ્રુતિ) માં પણ બતાવવામાં આવ્યો છે. કઠ તથા મુંડક ઉપનિષદોમાં લખ્યું છે કે,

" नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वां "

" **પરબ્રહ્મ પરમાત્મા વેદથી, બુદ્ધિથી, કે ઘણું શ્રવણ કરવાથી પ્રાપ્ત થતા નથી પણ જીવ ઉપર પ્રભુ પ્રસન્ન થાય છે તે જીવજ પ્રભુને પામે છે. અને તે જીવનેજ પ્રભુ પોતાના સ્વરૂપનું દાન કરે છે.** " શું આવો વિચાર જણાવ્યાથી વેદે વેદની નિંદા કરી છે એમ કહેવાશે ? ગીતાજીમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે મારી માયા " दुरत्यया " મારૂંજ અવલંબન કરનાર અને મારા શરણે આવનાર તે માયાને તરી શકે છે. તેવોજ વિચાર શ્રુતિમાં પણ જણાવતાં કહ્યું છે કે પ્રભુની વૈષ્ણવી

માયા, બ્રહ્માદિકને પણ અગોચર કરે "ब्रह्मादीनामगोचरा" છે અને જેઓ **સર્વવ્યાપક પરમાત્મા વિષ્ણુની ભક્તિ કરે છે તેઓજ આ મહામાયાને તરી જાય છે. બીજા કોઈપણ ઉપાયથી માયાને તરી શકાતી નથી.**

તેવીજ રીતે ઉપનિષદોમાં બીજે સ્થળે પણ કહ્યું છે કે–પ્રભુનું શરણ પ્રાપ્ત થવાથી દુસ્તરા માયા સુતરા થાય છે, "अतिमोहकरी माया मम विष्णोश्च सुव्रत ॥ तस्य पादाम्बुजध्यानात् दुस्तरा सुतरा भवेत्" બ્રહ્મવિદ્યોપનિષદ્‌માં પણ એવી આજ્ઞા કરી છે કે પરબ્રહ્મનું અવલંબન જેને સિદ્ધ થાય, તેણે "वेदशास्त्राणि चान्यानि पदपांसुमिव त्यजेत्" વેદશાસ્ત્રોનો અને બીજા સાધનોનો ત્યાગ પગપરની ધૂળની પેઠે કરવો.

૮૭ શ્રીવલ્લભાચાર્યજીએ સેવાના સંબંધમાં કહ્યું છે કે પ્રભુમાં ચિત્ત તલ્લીન રાખવું એ માનસી સેવા છે. આવી સેવા સિદ્ધ કરવી એ દરેક જીવનું કર્તવ્ય છે. આવી આજ્ઞા ગીતાજીમાં ઘણે ઠેકાણે કરવામાં આવી છે. ઉપનિષદ્‌માં પણ કહ્યું છે કે **લોકનો, વિષયોનો ત્યાગ કરી પરબ્રહ્મ પરમાત્મામાં ચિત્ત તલ્લીન રાખવું.**

૮૮ વેદ પરબ્રહ્મ પરમાત્માને એક અદ્વિતીય અને સૌથી પર કહે છે. અક્ષરથી પણ પરમાત્મા અતીત છે. વેદથી અતીત છે. વેદનો ઉદ્‌ગમ તેમનામાંથીજ થયો છે. વેદનો લય પણ તેમનામાંજ થાય છે. જ્યારે સૃષ્ટિનો આવિર્ભાવ થયો અને વેદનો પ્રકાશ થયો તે પહેલાં પરબ્રહ્મ પરમાત્માજ હતા. લય થયા પછી પરબ્રહ્મજ રહેવાના છે. આવા પરબ્રહ્મનું અવલંબન કરવું, તેમનો આશ્રય કરવો, તેમને શરણે જવું એ વેદનું અવલંબન કરવાના કરતાં વધારે ચડીઆતું છે એ દેખીતું છે. વેદજ તેવી આજ્ઞા કરે છે. જો વેદનું અવલંબન અને વૈદિક ક્રિયાઓનું અવલંબન મોક્ષ સુધીનું ફળ આપવા સમર્થ હોય તો વેદથી પર અને અક્ષરથી અતીત એવા અદ્વિતીય, સર્વસામર્થ્યવાન્, પરબ્રહ્મ પ્રભુ અનન્ય અને નિષ્કામ ભક્તિનું વધારે સારૂં ફળ આપી શકે એ પણ પ્રત્યક્ષ છે. પરબ્રહ્મનું અવલંબન કરવું એ વેદનું અવલંબન કરવાના કરતાં વધારે સારૂં છે એવું કહેવાથી વેદે અને ગીતાજીએ વેદની નિંદા કરી છે અગર તેનું માહાત્મ્ય ઘટાડયું છે એવી દલીલ કોઇ વિચારશીલ મનુષ્ય કરી શકે નહિ. વેદ ભણવાનો અને વૈદિક ક્રિયાઓનો ઉદ્દેશ પ્રભુને જાણવાનોજ છે. "वेदैरहमेव वेद्यः" વેદ ભણી જે પ્રભુને ઓળખી શકે નહીં તેનો શ્રમ વ્યર્થજ છે. આર્યભૂમિના તમામ ગ્રંથોમાં અધિકારપરત્વેજ જ્ઞાન આપવામાં આવ્યું છે. અધિકારની વાત લક્ષમાં નહીં રાખવાથી ઉત્તમ ગ્રંથોમાં આપેલા ઉપદેશમાં પણ વિરોધ જણાય છે. અને ઉપદેશનું ખરૂં રહસ્ય સમજવામાં આવતું નથી. માણસોની પ્રકૃતિ ભિન્ન ભિન્ન છે. અને તેવી ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળાઓ માટે રસ્તાઓ પણ ભિન્ન ભિન્ન બતાવવામાં આવ્યા છે.

૮૯ જેવા વિચાર ઉપનિષદોમાં અને ગીતાજી જેવા ગ્રન્થોમાં બતાવ્યા છે, તેવાજ વિચારો શ્રીમદ્‌ભાગવતમાં પણ બતાવ્યા છે, તે તરફ હવે ધ્યાન ખેંચવામાં આવે છે.

૯૦ શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને કહ્યું છે કે, બીજા તમામ **સાધનોનો ત્યાગ કરી** જેઓ **મારી અનન્ય ભક્તિ કરે છે, તે ઉત્તમ છે.** "संत्यज्य यो मां भजेत स उत्तमः" (૧૧, ૧૧, ૩૨)

ગોપિયો વગેરે વેદ ભણી નહોતી. તેમ છતાં **અનન્ય ભાવથી** વગર શ્રમે મને પામેલાં છે. "केवलेन हि भावेन गोप्यो मामीयुरंजसा" જે ફળ ઘણો શ્રમ લીધા છતાં યોગ, સાંખ્ય, દાન, વ્રત યજ્ઞાદિક સાધનોથી મળતું નથી તેવું ફળ મારામાં **અનન્ય ભાવ રાખવાથી** પ્રાપ્ત કરી શકાય છે (૧૧-૧૨-૮-૯) પ્રાણી માત્રનો આત્મા એવો જે હું તેનેજ સર્વાત્મભાવ વડે શરણે આવો "मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम् याहि सर्वात्मभावेन" **અનન્ય ભાવથી હું જેવો વશ થાઉં છું તેવો વેદયોગસાંખ્યાદિકથી થતો નથી.**

**न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव। न स्वाध्यायस्तपस्त्यागो यथाभक्तिर्ममोर्जिता ॥**

યોગેશ્વરે વિદેહ રાજાને જ્ઞાન આપતા કહ્યું છે કે "જેઓને પ્રભુમાં અનન્ય ભક્તિ નથી તેઓને દેવતા વગેરેનાં ઋણમાંથી મુક્ત થવા પંચયજ્ઞો કરવા પડે છે. પરંતુ જે **તમામ ભાવવડે પ્રભુની શરણે ગયા છે તે તમામ ઋણમાંથી મુક્ત થઇ જાય છે."**

શુકદેવજીએ પરીક્ષિતને કહ્યું છે કે મોક્ષ પ્રાપ્ત કરવાના માર્ગો છે. પણ મેં તને અનન્ય ભક્તિનો જે માર્ગ બતાવ્યો છે તેના જેવો સુખરૂપ બીજો એકે માર્ગ નથી. "**न ह्यतोऽन्यः शिवः पन्थाः**" બ્રહ્મા પોતે વેદનો ત્રણ વખત વિચાર કરી એવા નિર્ણય ઉપર આવ્યા કે **ભગવાન્‌માં પ્રીતિ થાય એજ શ્રેષ્ઠ માર્ગ છે.** શ્રીકપિલે દેવહૂતિને જ્ઞાન આપતાં કહ્યું છે કે સર્વ જગદ્રૂપ ભગવાનની **અનન્ય ભક્તિ કરવાથીજ યોગીઓ પરબ્રહ્મને પામે છે. તેના જેવો એકે કલ્યાણકારી રસ્તો નથી.** "**न भक्त्या सदृशोस्ति शिवः पन्थाः**" સનકાદિકે પૃથુને જ્ઞાન આપતાં કહ્યું છે કે યોગ વગેરે સાધનોથી સંસારને તરવાની ઇચ્છા રાખનારાઓને ઘણો શ્રમ પડે છે. માટે **પ્રભુનાં ભજનીય ચરણકમળને નૌકા કરી** દુસ્તર સંસારરૂપી સાગરને તરી જા. પ્રલ્હાદે કહ્યું છે કે પ્રભુ દાન, યજ્ઞ, તપ આદિથી પ્રસન્ન થતા નથી પણ **શુદ્ધ ભક્તિથી** પ્રસન્ન થાય છે.

૯૧ આવા વિચારો અનેક જગ્યાએ શ્રીમદ્‌ભાગવતમાં દર્શાવેલા છે. અનન્ય અને નિષ્કામ ભક્તિના મથાળાં નીચે બીજા સંખ્યાબંધ પ્રમાણો આપવામાં આવશે. અત્યારે તો એટલોજ સવાલ છે કે શ્રીમદ્‌ભાગવતમાં અને ગીતાજીમાં સર્વ વેદોથી વિરુદ્ધ વિચારો બતાવી વેદનું માહાત્મ્ય ઘટાડયું છે કે કેમ? પૂર્ણપુરુષોત્તમ પરબ્રહ્મ-પરમાત્મા-ભગવાન્‌માં અનન્ય-અવ્યભિચારિણી અને કેવળ નિષ્કામ ભક્તિ રાખવી અને તેવી ભક્તિ પ્રભુના સ્વરૂપની કિંવા મોક્ષની પ્રાપ્તિ કરાવવામાં યજ્ઞાદિક સાધનોથી ઉત્તમ છે, એવો સિદ્ધાન્ત વેદ પ્રતિપાદન કરે છે. અને એજ સિદ્ધાન્ત ગીતાજીમાં પણ પ્રતિપાદન કરવામાં આવેલો છે. જે સિદ્ધાન્ત વેદનો અને ગીતાજીનો છે તેજ સિદ્ધાન્ત શ્રીમદ્‌ભાગવતનો પણ છે. વેદપ્રતિપાદિત યજ્ઞ, દાન, તપ વગેરે નિષ્કામપણે કરવાની આવશ્યકતા જણાવી છેવટે શ્રીકૃષ્ણે અર્જુનને એવી આજ્ઞા કરી છે કે મારેજ શરણે આવીશ તો બીજા કશા સાધનોની જરૂર નથી. જેને પ્રભુનું શરણ સિદ્ધ થાય તેને બીજા સાધનોની અપેક્ષા નથી. વૈદિક ક્રિયાઓ કરવામાં અધિકારી અનધિકારી વગેરે ઘણી બાબતોનો ખ્યાલ રાખવો પડે છે, પરંતુ ભક્તિમાર્ગમાં તો સૌનો અધિકાર છે. આવો વિચાર ભાગવતમાં તો શું

પરંતુ ગીતામાં અને ઉપનિષદોમાં પણ બતાવ્યો છે. અથર્વનારાયણઉપનિષદ્માં એવી સ્પષ્ટ આજ્ઞા કરી છે કે " તમામ ઉપાયોનો ( સાધનોનો ) ત્યાગ કરી **અનન્ય ભક્તિનું** અવલંબન કર." અને ભક્તિનો ઉત્કર્ષ જણાવતાં કહ્યું છે કે " ભક્તવત્સલ પ્રભુ પોતેજ ભકતોનું તમામ વિઘ્નોથી રક્ષણ કરે છે અને મોક્ષ અપાવે છે. પ્રભુની ભક્તિ વિના મોક્ષ કદિ મળતો નથી. ભકિત વિના પ્રભુનું જ્ઞાન પણ પ્રાપ્ત થતું નથી." ત્યાંજ કહ્યું છે કે " ભક્તિથી કશું અસાધ્ય નથી." શિષ્યને ભકિત પ્રાપ્ત થતાં વગર શ્રમે અને તુરતમાં તે સાક્ષાત્ **નારાયણરૂપ** થયા. તેજ ઉપનિષદ્માં પ્રભુએ બ્રહ્માજીને આજ્ઞા કરી છે કે " એક મને જ શરણે થા અને મારી ભકિતમાં નિષ્ઠ થા. તેમ કરવાથી મનેજ પામીશ."

૯૨ આ ઉપરથી જણાશે કે શ્રુતિ, ગીતા આદિ ગ્રંથોમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તોજ શ્રીમદ્ભાગવતમાં પ્રતિપાદન કરેલા છે. તેથીજ શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે વેદ કલ્પતરુ છે. અને શ્રીમદ્ભાગવત તેનું ફળ છે. આ ફળ પરમાનંદરસથી ભરપૂર છે. આ ગ્રંથ શ્રુતિનું દોહન છે. આ પુરાણ " **ब्रह्मसंमितम्** " વેદસમાન છે. તેમાં તમામ વેદ અને ઇતિહાસોનો સાર આપેલો છે. " **सर्ववेदेतिहासानां सारंसारं समुद्धृतम्** " વિષ્ણુપુરાણમાં પણ કહ્યું છે કે " **वेदाः प्रतिष्ठिताः सर्वे पुराणेषु न संशयः** " સર્વ વેદ પુરાણોમાં પ્રતિષ્ઠિત છે એમાં સંશય નથી. બ્રહ્માંડપુરાણમાં કહ્યું છે કે **इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्** " ઇતિહાસ અને પુરાણોવડે વેદાર્થને વૃદ્ધિ પમાડવો. જે માણસ વેદનો અર્થ એવોજ કરે છે કે વેદ પ્રમાણે તો પ્રભુ નિરાકારજ છે, ભકતવત્સલ છતાં ભકતોને દર્શન આપી શકતા નથી અને તેમનાં પાપો નષ્ટ કરી શકતા નથી, સર્વશકિતમાન્ છતાં તેમનામાં સાકાર થવાની શકિત નથી, અવતારો લેતાજ નથી, મૂર્તિપૂજા નકામું ધતિંગ છે, શરણમંત્ર અવૈદિક છે, ભસ્મ અગર ઊર્ધ્વતિલક ધારણ કરવાની જરૂર નથી. નારાયણનો મંત્ર પણ અવૈદિક છે. શિવની ઉપાસના તથા તેમનો મંત્ર પણ અવૈદિક છે, આવા વિચારવાળાઓને ભાગવત અને બીજાં પુરાણો અમને જેવાં જણાય છે તેવાં કયાંથી જણાય ? આવા વિચારવાળા આપણા ભાઈઓના મગજમાં એમજ ઠસી ગયું છે કે જે જે ગ્રંથોમાં પ્રભુના અવતારોનું તથા મૂર્તિપૂજાનું લખ્યું છે તે તમામ ગ્રંથો વેદના દ્રોહી છે. વેદનો અમુક રીતેજ અર્થ થાય અને અવતારો તથા મૂર્તિપૂજાના સબંધમાં શ્રીશંકરાચાર્ય તથા શ્રીરામાનુજાચાર્ય તથા શ્રીવલ્લભાચાર્યજી જેવા સમર્થ વિદ્વાનોએ કરેલા અર્થ કેવળ ખોટા, ભૂલ ખવરાવનારા અને માણસોને અંધારામાં ડુબાવનાર છે. દુરાગ્રહપૂર્ણ આવી માન્યતા રાખનારાઓને ભાગવતમાં પણ વેદની નિંદા સિવાય બીજું શું દૃષ્ટિએ પડે ?

૯૩ શ્રીમદ્ભાગવતનાં માહાત્મ્યમાંથી એકાદ બે શ્લોકો ટાંકી તેનો મનસ્વી રીતે અર્થ કરી આવા પૂજનીય ગ્રંથે વેદની નિંદા કરી છે એવો આક્ષેપ મૂકતાં પહેલાં આખું ભાગવત બરાબર વાંચી વેદમાટે તેમાં કેવા વિચારો જણાવ્યા છે ? ગીતાજી વેદમાટે શું કહે છે ? તેનું સ્વસ્થ ચિત્તે તુલના કરવાનું દરેક સુજ્ઞનું કર્તવ્ય છે, ભાગવતનાં માહાત્મ્યમાં " **इदं भागवतम्**××" શ્લોકનો આશય એવો છે કે જેવી રીતે વેદ ભણવાથી શાંડિલ્ય

ઋષિને તૃપ્તિ ન થતાં પંચરાત્ર ભણવાથી તેમને તૃપ્તિ થઈ તેવી રીતે નારદના બોધથી વેદવ્યાસે પણ ભાગવતમાં પ્રભુના ગુણો ગાયા ત્યારેજ તેમને તૃપ્તિ થઈ. આથી વેદનો મહિમા ઘડતો નથી. પરન્તુ સંદેહ નષ્ટ થઇ પ્રભુમાં નિશ્ચયાત્મિકા બુદ્ધિ થાય છે.

ભાગવત આધુનિક અને બોપદેવે રચેલું હોવાનો આક્ષેપ પણ તદ્દન પાયા વિનાનો છે.

૯૪ હવે શ્રીમદ્‌ભાગવતના સબંધમાં બીજો ખાસ એવો આક્ષેપ મૂકવામાં આવે છે કે આ ગ્રન્થ આધુનિક છે. આ આક્ષેપ ખોટો અને પાયા વિનાનો છે એવુ બતાવવામાં આવશે. શ્રીમદ્‌ભાગવતને તથા બીજા પુરાણોને આર્યભૂમિના વેદના સનાતન ધર્મનું અવલંબન કરનારા આચાર્યો તથા પંડિતો, પ્રાચીન સમયથી પ્રમાણ તરીકે માની, તે ગ્રંથોના પ્રમાણો આપતા આવ્યા છે. પુરાણો અઢાર છે, તેમાં છ સાત્વિક છે, છ રાજસ અને છ તામસ છે. વિષ્ણુપુરાણ, નારદીય, ભાગવત, ગરુડ, પદ્મ અને વારાહ એ છ પુરાણ સાત્વિક છે. (જુઓ પદ્મપુરાણ) શ્રીમદ્‌ભાગવતથીજ વ્યાસજીનું મન તૃપ્ત થવાથી સાત્વિક પુરાણોમાં પણ આને શ્રેષ્ઠ માનવામાં આવ્યાનું પ્રત્યક્ષ છે આ ગ્રંથ ઉપર, ગીતા ઉપર જેટલી ટીકા થઈ છે તેટલીજ થઇ છે.

૯૫ ટીકા કરનારાઓ ક્યારે થઇ ગયા તે હકીકત અને ટીકાની સંખ્યા શ્રીમદ્‌ભાગવત પ્રાચીન ગ્રન્થ હોવાનું સૂચવે છે. આટલી ટીકા ગીતા સિવાય કોઇ પણ ગ્રંથ ઉપર હિંદુસ્તાનનાં આચાર્યો તથા પંડિતોએ કરી નથી. જો ભાગવત આધુનિક હોય અને બોપદેવ જેવા માણસે, રચેલું હોય તો તે ઉપર ટીકા કરવાનું આચાર્યો અને પંડિતો કદી ઉચિત અને જરૂરનું માને નહિ. દેવી ભાગવત ઉપર આશરે સાઠ વર્ષ ઉપર થઇ ગયેલા એક નિલકંઠ નામના બ્રાહ્મણેજ ટીકા લખી છે તે સિવાયની એક પણ ટીકા તે પહેલાની નથી. જૂના વખતમાં દેવી ભાગવત અને આ ભાગવત વચ્ચે હરીફાઇ હતીજ નહીં. પણ દેવીપુરાણ અને આ ભાગવત વચ્ચે હરીફાઈ હતી. પરબ્રહ્મ પરમાત્મા સર્વવ્યાપક વિષ્ણુભગવાનની ઉત્તમાધિકારીએ અનન્ય અને નિષ્કામ ભક્તિ કરવી એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કરનાર શ્રીમદ્‌ભાગવત પુરાણ નથી, પણ ઉપપુરાણ છે, એવું દેવીભક્તોએ કહ્યું હોય, અગર તેઓ કહે તેથી કરી તેમની હકીકત ખરી છે, એમ માની શકાય નહીં. આ બેમાં કયું પુરાણ છે અને કયું ઉપપુરાણ છે ? તે દલીલમાં હાલ ઉતરવાની કશી જરૂર નથી. સવાલ માત્ર એટલોજ છે કે પ્રો. વિલ્સન વગેરે અંગ્રેજ લેખકોએ અને વેદનું તથા હિંદના સનાતન ધર્મનું અભિમાન ધરાવનારા સ્વામી દયાનંદસરસ્વતી વગેરેએ માન્યું છે તે પ્રમાણે આ શ્રીમદ્‌ભાગવત તેરમા સૈકામાં બોપદેવે બનાવ્યું છે કે આ ગ્રન્થ તે પહેલાનાં સૈકાઓમાં પણ અસ્તિત્વમાં હતો ? આ પ્રશ્ન છે.

૯૬ પુરાણોની નિંદા કરવામાંજ કર્તવ્ય માનનારા આપણી આર્યભૂમિમાં એવાં પણ નરરત્ન પાકે છે કે તેઓ ભાગવતને તેરમા સૈકામાં રચાયાનું કહી સંતોષ ન માનતા ઔરંગજેબના વખતમાં લખાયાનું કહેવાને પણ આંચકો ખાતા નથી. આવા મૂર્ખોના બકવાદનાં રદીયા આપવાની જરા પણ આવશ્યકતા નથી. આપણે તેઓની સ્થિતિ તો દયાજનકજ

માનવાની છે. સોળમાં સૈકા પહેલા આ ભાગવત ઉપર સંખ્યાબંધ ટીકાઓ લખાઇ છે. તેનું પણ જેઓને ભાન નથી, તેઓ સાથે દલીલમાં ઉતરી વખત ગુમાવવાની જરૂર નથી.

૯૭ યુરોપના પ્રોફેસર વિલ્સન* અને વેબર જેવા લેખકો આર્યભૂમિનાં સનાતન ગ્રન્થોને આધુનિક કહે તેમાં તો આપણને નવાઇ લાગતી નથી. "હિંદુ ધર્મ" ઉપરનાં નિબંધમાં વિલ્સન સાહેબ પોતેજ લખે છે કે "જે ધર્મો વિષે હું લખુ છું તે ધર્મનાં પુસ્તકો મેં ઉપરઉપરથી જોયાં છે. અને ઘણી ખરી હકીકત તો લોકોને પૂછીને લખી છે." થોડા વખત ઉપર એક વિદુષી બાઇ વિલાયતથી આ દેશમાં મુસાફરી કરવા આવ્યાનું સૌને વિદિત હશે. તેમના જોવામાં એમ આવ્યું કે આ દેશમાં ઘણી ખરી સ્ત્રીઓ પોતાના ધણીનાં નામ પણ લેતી નથી. આટલા ઉપરથી તે બાઇએ પુસ્તકમાં લખી નાંખ્યું કે જે દેશમાં આવો રીવાજ હોય તે દેશમાં સ્ત્રીપુરુષ વચ્ચે કદી પ્રેમ હોઈ શકે નહિ. આવા યુરોપના લેખકોના વિચારોને કેટલું વજન આપી શકાય તે કહેવાની જરૂર નથી.

૯૮ શોચનીય એ છે કે આપણાજ વિદ્વાન્ નરો સ્વતંત્ર તપાસ કર્યા વિના યુરોપના પ્રો. વિલ્સન જેવા લેખકોના ખોટા વિચારોને અનુમોદન આપી પુરાણોનું મહત્ત્વ ઘટાડે છે. "ભાગવતશંકાનિરાસવાદ" વગેરે ગ્રન્થો અઢીસો ત્રણસો વર્ષ ઉપર દેવીપુરાણના અનુયાયીઓનાં આક્ષેપોનાં જવાબમાં લખવામાં આવ્યા છે, આવા ગ્રન્થોમાં જે દલીલો કરવામાં આવી છે તે ધ્યાનમાં લઇ તેની તુલના કરવાનો કશો પ્રયત્ન કર્યા વિના ભાગવત તેરમા સૈકામાં બોપદેવે રચેલ હોવું જોઇએ એવા નિર્ણય ઉપર આવવાનું કેટલાક દેશી લેખકોએ પણ ઉચિત માન્યું છે. ખરા નિર્ણય ઉપર આવવાનો આ રસ્તો નથી. દુરાગ્રહનો ત્યાગ કરી નિષ્પક્ષપાત બુદ્ધિથી સ્વસ્થ ચિત્ત રાખી બન્ને પક્ષની તમામ દલીલોનું બરાબર મનન કરી નિર્ણય ઉપર આવવું એ દરેક સુજ્ઞનું કર્તવ્ય છે અને જો નીચેની હકીકત

* પ્રોફેસર વિલ્સને પુરાણોને સમય માન્યો તે તેના સંબંધમાં પ્રોફેસર V. A. Smith પોતાની "Early History of India" નામની ચોપડીમાં નીચે પ્રમાણે લખે છે. તેનું મનન કરવાથી પ્રોફેસર વીલ્સનનો અભિપ્રાય કેવો ખોટો અને પાયા વિનાનો છે તે જણાઈ આવશે.

"H. H. Wilson misunderstanding certain passages in the Purans, as referring to the Mahomedans enunciated the opinion that, the Vishnu Puran was composed in or about 1045 A. D. This error was excusable in Wilson's time, *but unfortunately it continues to be repeated frequently although refuted by patent facts many years ago.* For instance, it has gained fresh currency by its reappearance in the late Sir William Hunter's popular work. "A brief history of the Indian people." (22nd edition 1897 page 103) which requires revision in the pages dealing with ancient history. The persistent repetition of Wilson's mistake renders it desirable to bring together a few easily intelligible and decisive proofs that the Purans are very much older than he supposed. "*Professor V. A. Smith's Early History of India Appendix A page 19.*" (The italics are ours.)

તથા દલીલોની તુલના ખુલ્લું મન રાખી કરવામાં આવશે તો ભાગવત આધુનિક હોવાનો આક્ષેપ કેવળ ખોટો અને પાયા વિનાનો છે એવું સહજ જણાઇ આવશે.

૯૯ શ્રીઆદિશંકરાચાર્ય આજથી આશરે ત્રેવીસો વર્ષ ઉપર થઇ ગયા એવી ઘણાની હજુ પણ માન્યતા છે અને સ્વામિદયાનંદસરસ્વતી પોતે પણ પોતાનાં સત્યાર્થપ્રકાશમાં લખે છે કે તેઓ બાવીસો વર્ષ ઉપર થઈ ગયા છે. ( પા. ૨૭૩ ) તેજ પાને સુધન્વા રાજાના વખતમાં શ્રીશંકરાચાર્ય તથા જૈનો વચ્ચે સંવાદ થયાનું લખી, પા. ૨૮૩ મે શ્રીશંકરાચાર્ય કયા સૈકામાં થઇ ગયા તેનું વધારે સ્પષ્ટીકરણ કરવાને તેઓ લખે છે કે "શંકરાચાર્યનાં ત્રણસો વર્ષના પશ્ચાત વિક્રમાદિત્ય રાજા થયો." કેટલાક એમ પણ માને છે કે શ્રીશંકરાચાર્યજી આઠમા સૈકામાં થયા.

શ્રીઆદિશંકરાચાર્યનાં વખતમાં પણ ભાગવત હોવું જોઇએ.

૧૦૦ હવે સને ૧૮૮૭ માં પ્રિયવંદા નામના માસિકમાં પંડિતવર્ય શ્રીગટ્ટુલાલજીએ આપેલ વ્યાખ્યાનનો સાર ગુજરાતીમાં આપવામાં આવ્યો છે અને મૂળ વ્યાખ્યાન પણ સંસ્કૃતમાં મોજુદ છે. તે જોવાથી જણાશે કે શ્રી શંકરાચાર્યજીએ શ્રીમદ્ભાગવત ઉપર કરેલી ટીકાનો કેટલોક ભાગ ઉકત પંડિતવર્યને મળી આવ્યાનું તેમાં જણાવ્યું છે. વળી શ્રીશંકરાચાર્યજીએ "ચાતુર્દશમત વિવેક" નામનો ગ્રન્થ લખ્યો છે, તેમાં શ્રીમદ્ભાગવતનોજ હવાલો આપીને તેઓશ્રીએ લખ્યું છે કે परमहंसधर्मो भागवते पुराणे कृष्णेनोद्धवायोपादिष्टः" ॥ અર્થ—ભાગવતપુરાણમાં શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને પરમહંસના ધર્મોનો ઉપદેશ કર્યો છે. શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને જ્ઞાન આપ્યાની હકીકતવાળો ભાગવત નામનો આજ ગ્રન્થ અન્ય નહિ. ઉકત ગ્રન્થનો હવાલો આજથી અઢીસો વર્ષ ઉપર લખાએલા ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીમહારાજનાં ગ્રન્થમાં આપવામાં આવ્યો છે અને તે ગ્રન્થમાં શ્રીશંકરાચાર્યજીના ગ્રન્થનાજ શબ્દો ટાંકવામાં આવ્યા છે. છેલ્લા અઢીસો વર્ષમાં પ્રો. વિલ્સન સાહેબ જેવા ઘણા નરોએ શ્રીમદ્ભાગવતને તેરમા સૈકામાં લખાયાનું લખ્યું છે, પણ તેઓમાંના કોઇ દેશી અગર યુરોપિયન લેખકે "ચાતુર્દશમતવિવેક" નામનો ગ્રન્થ આદિશંકરાચાર્યે લખ્યો હતો કે કેમ? એ ગ્રન્થ હાલ કોઈ ઠેકાણે મળી આવે છે કે નહીં અને એ ગ્રન્થમાં ઉપર ટાંકેલા શબ્દો છે કે કેમ? તે બાબતની કાંઈ તપાસ કર્યાનું એક પણ ગ્રન્થ ઉપરથી જણાતું નથી.

૧૦૧ બાબુ બંકિમચંદ્ર પાલે પોતાનાં "કૃષ્ણચરિત્ર" નામના પુસ્તકમાં "ભાગવત-શંકાનિરાસંવાદ" નામના ગ્રન્થનો હવાલો આપ્યો છે, પણ તે ગ્રન્થ અઢીસો વર્ષ ઉપર શ્રીપુરુષોત્તમજીમહારાજે લખેલો છે કે, બીજો એ જાણવાનું અશક્ય છે. કારણ કે ગ્રન્થનો હવાલો આપ્યા છતાં તેમાં લખેલી એક પણ દલીલની તેમણે તુલના કરી નથી.

૧૦૨ વળી શ્રીશંકરાચાર્યજીએ પોતેજ એક જણની સાથે વાદ કરી તેમને સંન્યાસ લેવડાવી મંડનમિશ્રનું નામ આપ્યું હતું. આ સ્વામીએ "ભક્તિરસાયન" નામનો ગ્રન્થ લખ્યો છે. તેમાં શ્રીમદ્ભાગવતનાં जन्माद्यस्य यतः "થી શરૂ થતા ગાયત્રીના પહેલાજ શ્લોક ઉપર ટીકા લખેલી છે તે ઉપરથી જણાશે કે તે વખતમાં પણ શ્રીમદ્ભાગવત હતું.

૧૦૩ સૌને વિદિત છે કે શ્રીકૃષ્ણે માટી ખાધી એવી ખબર યશોદાજીને મળતાં તેઓ શ્રીકૃષ્ણને મારવા ગયાં હતાં હતાં. શ્રીકૃષ્ણનું આ ચરિત્ર ભાગવતમાંજ છે, બીજા કોઈ પણ પુરાણમાં અગર ઉપનિષદ્‌માં નથી. આ ચરિત્રનો હવાલો શ્રીશંકરાચાર્યના "ગોવિંદાષ્ટક" નામના ગ્રન્થમાં આવે છે. ગોવિંદાષ્ટક તેમણે રચેલું છે એ નિર્વિવાદ છે. હવે ભાગવત તે સમયમાં જો ન હોય તો આ ચરિત્રનો હવાલો ગોવિંદાષ્ટકમાં શી રીતે આવે?

૧૦૪ વળી શ્રી આદિશંકરાચાર્યજીએ ગોવિંદાષ્ટક નામના પોતાના ગ્રન્થમાં શ્રીકૃષ્ણની બાલલીલાનું સંક્ષેપમાં વર્ણન કરતાં શ્રીકૃષ્ણ માટે લખ્યું છે કે "**गोपालं प्रमुलीलाविग्रहगोपालं कुलगोपालं गोपीखेलनगोवर्द्धनधृतिलीलाललितगोपालं गोविंदं**" વગેરે. આ હકીકત ઉપરની હકીકત સાથે ધ્યાનમાં લેતાં એવા નિર્ણય ઉપર આવવું આવશ્યક છે કે તેમના વખતમાં શ્રીમદ્‌ભાગવતવગેરે પુરાણો હોવાંજ જોઇએ.

૧૦૫ ઇ. સ. ૧૦૩૦ માં આલ્બરૂનીએ હિંદનું વૃત્તાન્ત લખ્યું છે તેમાં ૧૮ પુરાણોનાં નામ લખતાં શ્રીમદ્‌ભાગવતનું નામ પણ લખ્યું છે. એ ઉપરથી પણ એમ સિદ્ધ થાય છે કે તેરમા સૈકામાં બોપદેવે આ ભાગવત રચેલું નજ હોવું જોઇએ (જુવો પા ૧૮ એ. સ્મીથની અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડીયા.)

ઇ. સ. ૧૦૩૦ માં આલ્બરૂનીએ ૧૮ પુરાણો હોવાનું લખ્યું છે.

૧૦૬ બાણકવિ સાતમા સૈકાની શરૂઆતમાં થયા હતા એ નિર્વિવાદ હકીકત છે છે. તેમણે "હર્ષચરિત" નામનો ગ્રન્થ લખેલો છે. આ ગ્રન્થ તથા દાક્તર કુહરરે બતાવેલો અભિપ્રાય એમ બતાવે છે કે બાણકવિએ અગ્નિપુરાણ, માર્કંડેયપુરાણ, વાયુપુરાણ, તથા ભાગવત પુરાણનો ઉપયોગ કર્યો હતો. (જુવો ઉક્ત ગ્રન્થ).

બાણકવિના વખતમાં એટલે કે છઠ્ઠા સૈકામાં પુરાણો હતાં.

૧૦૭ પ્રો. વિન્સેન્ટ સ્મીથે "હિંદના પ્રાચીન ઇતિહાસ" માં એટલો તો સ્પષ્ટ અભિપ્રાય જણાવ્યો છે કે પાંચમા સૈકાની શરૂઆતમાં ગુપ્તવંશના વખતમાં તમામ મુખ્ય પુરાણો હાલના રૂપમાં અસ્તિત્વમાં હોવાં જોઇએ. (પા. ૨૮૮) અને આ સુપ્રસિદ્ધ લેખકે પોતાના ગ્રન્થના પા. ૨૦ મે બુદ્ધિસ્ટ મીનેન્ડરના સવાલ જવાબના પુસ્તકનો હવાલો આપી એમ લખ્યું છે કે તેના ગ્રન્થમાં પણ વેદોની સાથે પુરાણો વગેરેનો પણ હવાલો આપ્યો છે. આ માણસ બી. સી. ૧૫૫ માં થઈ ગયાનું પા. ૨૧૨ મેં લખ્યું છે એટલે ૨૧૦૦ વર્ષઉપર પણ પુરાણો હોવાં જોઇએ એ સિદ્ધ થાય.

૨૧૦૦ વર્ષ ઉપર બુદ્ધ લેખકે પણ પુરાણોનો હવાલો આપ્યા છે.

૧૦૮ બોપદેવે ભાગવત લખ્યું નથી; પણ આ ગ્રન્થ ઉપર પુસ્તકો લખ્યાં છે. "ભાગવતચરિત્રનિરૂપણ" માં બોપદેવે ક્યા ગ્રન્થો લખ્યા છે તે ત્રણ પુસ્તકોનાં નામ લખ્યાં છે. (૧) પરમહંસપ્રિયા. (૨) મુક્તાફળ. (૩) હરિલીલામૃત. તેમણે લખેલા ગ્રન્થોનાં નામ આપતાં શ્રીમદ્‌ભાગવતનું નામ કોઇ ઠેકાણે આપવામાં આવ્યું નથી અને હરિલીલામૃત નામનો ગ્રન્થ છપાયો છે તે વાંચતાં જણાશે કે આ

બોપદેવે ભાગવત લખવાની વાત તદ્દન ખોટી અને પાયા વિનાની છે.

ગ્રન્થમાં બોપદેવે શ્રીમદ્‌ભાગવતના સ્કંધના અને અધ્યાયના અર્થ બતાવ્યા છે. હરિલીલામૃતનો પહેલો શ્લોક એવો છે કે—

श्रीमद्भागवतस्कंधाध्यायार्थादि निरूप्यते ॥ विदुषा बोपदेवेन मंत्रिहेमाद्रितुष्टये ॥

અર્થ—હેમાદ્રિ મંત્રીને ખુશ કરવા વિદ્વાન્ બોપદેવે શ્રીમદ્‌ભાગવતના સ્કંધ તથા અધ્યાયના અર્થ વગેરેનું નિરૂપણ કર્યું છે. વળી આ ગ્રન્થ ઉપરની ટીકામાં મધુસૂદનસરસ્વતી કહે છે કે બોપદેવે શ્રીમદ્‌ભાગવતઉપર લખેલા આ નિબંધઉપર હું ટીકા કરૂં છું.

૧૦૯ આવી સ્પષ્ટ હકીકતોનો અનાદર કરી શ્રીમદ્‌ભાગવત તેરમા સૈકામાં રચાયું એવા વિચારને અગર એવી દલીલને વળગી રહેવું એ કેવળ દુરાગ્રહજ છે. આવા દુરાગ્રહી માણસોના વિચાર તથા દલીલ ઉપર ભરોંસો રાખી વેદ ગીતા તથા શ્રીમદ્‌ભાગવતપ્રતિપાદિત સનાતનધર્મમાંથી ભ્રષ્ટ થતાં વિચાર કરશો એવી વિનંતિ છે.

ભાગવત વિષે શ્રીધરસ્વામીનો અભિપ્રાય.

૧૧૦ શ્રીધરસ્વામી આશરે એક હજાર વર્ષ ઉપર થઇ ગયા એવું કેટલાક માને છે અને કેટલાક એમ માને છે કે આશરે છસો વર્ષ ઉપર થઇ ગયા. તેઓએ શ્રીમદ્‌ભાગવત ઉપર ટીકા કરી છે અને તેમની ટીકાવાળાં ભાગવતો ઘણાખરા બ્રાહ્મણોના ઘરમાં મોજુદ છે. આ સ્વામીએ સ્પષ્ટ શબ્દમાં લખ્યું છે કે ભાગવત પુરાણ છે અને ભાગવતનામનું પુરાણ તો આજ છે, અન્ય નહીં. આ દલીલની પુષ્ટિમાં તેઓના શબ્દો ટાંકવાનું ઉચિત જણાય છે. મત્સ્યપુરાણમાં ભાગવતની નીચે મુજબ વ્યાખ્યા આપી છે. અર્થ–જે ગાયત્રીથી શરૂ થાય છે, જેમાં ધર્મ વિષે ઘણું વિવેચન કરવામાં આવ્યું છે અને જેમાં વૃત્રાસુરના વધની કથા છે તે ભાગવત કહેવાય છે. બીજા પુરાણોમાંથી પણ શ્રીમદ્‌ભાગવતની વ્યાખ્યાના હવાલા આપી શ્રીધરસ્વામી એવા નિર્ણય ઉપર આવ્યા છે કે–આ ભાગવતપુરાણ ગાયત્રીના અર્થથી શરૂ થાય છે તેથી આ બધું પુરાણ **બ્રહ્મવિદ્યારૂપજ** છે. જે ગ્રન્થ ઉપર હું (શ્રીધર) વિવેચન કરૂં છું તેજ ભાગવત છે, અન્ય નહિં એક હજાર અગર છસો વર્ષ ઉપર થઇ ગએલા શ્રીધરસ્વામી જેવા વિદ્વાન ટીકાકારે પણ કેવા વિચારો જણાવ્યા છે કે તેનું કૃપા કરી મનન કરો.

૧૧૧ ગોસ્વામિશ્રીપુરુષોત્તમજીમહારાજે અઢીસો વર્ષ ઉપર જે ગ્રન્થ લખ્યો છે તેમાં શ્રીમદ્‌ભાગવતનો હવાલો આપેલો હોય તેવા ઘણા પ્રાચીન ગ્રન્થોનાં નામો આપેલાં છે. જો સત્યનુંજ પ્રતિપાદન કરવું હોય અને ખરા નિર્ણય ઉપર આવવું હોય તો તેમાં બતાવેલા ગ્રન્થોના લેખકો કોણ હતા અને તેઓ કયા સૈકામાં થયા તેનું નિરાકરણ કરો.

યવન અને મ્લેચ્છની સંજ્ઞાવાળા માણસો તથા રાજ બી. સી. માં પણ હતા.

૧૧૨ શ્રીમદ્‌ભાગવતમાં અને બીજાં પુરાણોમાં યવન અને મ્લેચ્છ શબ્દ વપરાયા છે તેથી પ્રો. વિલ્સન વગેરે લેખકોએ એમ માની લીધું કે મુસલમાની રાજ્ય અહીં શરૂ થયા પછીજ આ ગ્રન્થો લખાયા હોવા જોઇએ. અને આજ વિચાર આપણા કેટલાક વિદ્વાન્ નરોએ પણ પોતાની બુદ્ધિનો કશો ઉપયોગ કર્યા વિના સ્વીકારી લીધો છે. મ્લેચ્છ અને યવન શબ્દ બેશક શ્રીમદ્‌ભાગવતમાં સાત જગ્યાએ વપરા

ચલા છે, તેમ છતાં આ ગ્રન્થ શ્રીઆદિશંકરાચાર્યના વખતમાં હતો એવું બતાવી આપ્યું છે. જો મ્લેચ્છ અને યવનના નામથી ઓળખાતા કોઇ માણસો અગીઆરમા સૈકા પહેલાં નહોતા એમ માનવામાં આવે તો શ્રીશંકરાચાર્યજીનાં અને તે પહેલાંના સમયમાં જે પુસ્તક અસ્તિત્વમાં હોવાનું પ્રતિપાદન કર્યું છે તેમાં આ શબ્દો ક્યાંથી આવ્યા? મહાભારતમાં પણ મ્લેચ્છ અને યવન શબ્દ ઘણી જગ્યાએ વપરાયેલા છે; તેટલા ઉપરથી શું એમ કહી શકાશે કે મહાભારત અગર તેનો અમુક ભાગ મુસલમાની રાજ્ય અહીં સ્થપાયું ત્યાર પછી રચવામાં આવ્યો હતો? સ્વામી દયાનંદજી પોતેજ સ્વીકારે છે કે પાંડવોના વખતમાં અને તે પહેલાંના સમયમાં પણ દસ્યુ યવન વગેરે સંજ્ઞાવાળા રાજાઓ અને માણસો હતા. (પા. ૨૬૨ સ. પ્ર.) આ ઉપરથી સહજ જણાશે કે વેદવ્યાસે રચેલા ગ્રન્થોમાં મ્લેચ્છ અને યવનનાં નામો વપરાયાં હોય એ સ્વાભાવિક છે. મહાભારતના સભાપર્વમાં લખ્યું છે કે પાંડવોએ અશ્વમેધ યજ્ઞ કર્યો તે વખતે સહદેવે મુલક જીતતાં જીતતાં સિંધ દેશ જીતીને મ્લેચ્છ દેશ જીત્યો હતો. સગર રાજાનું વૃત્તાન્ત લખતાં ભાગવતમાં કહ્યું છે કે તેમણે પોતાના ગુરુની આજ્ઞાથી યવનોને, તાલજંઘોને, તથા બબ્બર લોકોને શિક્ષા કરી હતી. ભરતના આખ્યાનમાં લખ્યું છે કે તેમણે યવનોનો, મ્લેચ્છોનો અને તેવી બીજી કોમોનો સંહાર કર્યો હતો. પ્રચેતાને સો દિકરા હતા તે તમામ મ્લેચ્છોના અધિપતિ થયા હતા, એવું ભાગવતમાં લખ્યું છે. "म्लेच्छाधिपतयोऽभुवन्" સ્વામીજી દયાનંદજી કબૂલ કરે છે કે પ્રાચીન વખતમાં ભરતખંડના ચક્રવર્ત્તી રાજાઓ પૃથ્વીનાં ભરતખંડ સિવાયના બીજા બીજા ભાગો ઉપર પણ રાજ્ય કરતા હતા. આ ઉપરથી જણાશે કે પુરાણોમાં મ્લેચ્છ અગર યવન શબ્દ વાપર્યો હોય તેટલા કારણથી મુસલમાની રાજ્ય અહીં શરૂ થયા પછી એટલે કે અગીઆરમી અગર બારમી સદી પછી પુરાણો અગર મહાભારતનો કોઇ ભાગ લખાયો છે એવી દલીલ થઇ શકે નહિ.*

૧૧૩ ભાગવત તથા બીજાં પુરાણો ક્યારે રચાયાં હોવાં જોઇએ, તેના નિર્ણય ઉપર આવતાં બીજી પણ કેટલીક મહત્ત્વની હકીકતો ધ્યાનમાં લેવાની જરૂર છે.

જૈન તથા બુદ્ધના ગ્રન્થો રચાયા તે પહેલાં પુરાણો રચાયાં હોવાં જોઇએ.

બુદ્ધ આશરે પચીશસો વર્ષ ઉપર થયાનું માનવામાં આવે છે. જૈનોના તીર્થંકર મહાવીર સ્વામીને થઇ ગયાને પણ આશરે ચોવીશસો વર્ષ થઈ ગયાનું માનવામાં આવે છે. ઇસ્વીસન પહેલાં જૈન તથા બૌદ્ધોના ઘણા ગ્રન્થો રચાયા હતા એ નિર્વિવાદ હકીકત છે. જૈનોનાં સૂત્રો વગેરે ગ્રંથો ચોથા સૈકામાં પ્રથમ લખવામાં આવ્યા પણ તે પહેલાં ઘણાં વર્ષો ઉપર તે રચાયાં હતાં એવું જૈન ગ્રંથો ઉપરથી જણાય છે. હવે બુદ્ધના જુનામાં જુના સૂત્રપિટક વગેરે ગ્રંથોમાં અને જૈનોના જુના ગ્રંથોમાં શ્રીકૃષ્ણના

* મી. આયર બી. એ. તરફથી "ધી ક્રોનોલોજી ઓફ એન્શયન્ટ ઇન્ડીઆ" એ નામનું પુસ્તક લખવામાં આવ્યું છે. આ ગ્રંથનાં પાનાં ૨૭-૩૩ વાંચવાથી જણાશે કે ગર્ગાચાર્યજીના "સિદ્ધાન્ત" નામના ગ્રંથમાં યવન રાજાઓનો હવાલો આપેલો છે અને પાણિનિના ગ્રંથમાં પણ યવનનો હવાલો આપેલો છે. આ બન્ને બી. સી. માં થઇ ગયા એ તો નિર્વિવાદ છે. બી. સી. સમયમાં પણ યવનના નામથી ઓળખાતા રાજાઓએ હિંદુસ્તાન ઉપર ઘણી વખત હુમલા કર્યા હતા.

અમુક આરાનો હવાલો આપ્યો છે. હવે વિચાર કરો કે જો તે સમયમાં શ્રીકૃષ્ણ ગોપિયો સાથે રાસ રમ્યા હતા અગર તેમણે વસ્ત્રાહરણની લીલા કરી હતી એવી હકીકતવાળા શ્રીમદ્ ભાગવત આદિક ગ્રંથો અસ્તિત્વમાંજ નહોતા એમ આપણે માનીએ તો તે માટેનો હવાલો ઉક્ત ગ્રન્થોમાં શી રીતે અપાય ?

૧૧૪ હવે બીજા એક મુદ્દાની વાત ધ્યાનમાં લેવા વિનતિ કરૂં છું. દલીલની ખાતર એમ માનો કે તમામ પુરાણો અને પુરાણોનો તમામ ભાગ બુદ્ધ અને જૈનધર્મ શરૂ થયા પછી કે એ પછી લખાયા, તો પછી મનુષ્યપ્રકૃતિનાં સામાન્ય નિયમ પ્રમાણે પુરાણોનાં લેખકો અને તેમાં વિશેષે કરી શ્રીકૃષ્ણ સાક્ષાત પરબ્રહ્મ—પરમાત્મા છે અને તેમનીજ ભક્તિ કરવી એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કરનાર ભાગવત તથા વિષ્ણુપુરાણ વગેરે પુરાણોના લેખકો જૈનોના શ્રીકૃષ્ણ માટેના ગંભીર આક્ષેપોનો સ્પષ્ટ રીતે હવાલો આપી તેના રદીયા કદી આપ્યા વિના રહે ? અને તીર્થંકરો વગેરે ઉપર પ્રહારો કર્યાવિના કદી રહે ? પણ શ્રીમદ્‌ભાગવતના અઢાર હજાર શ્લોકનું મનન કરતાં જણાય છે કે, પ્રહારો તો શું પણ કોઇ તીર્થંકરની નિંદા પણ કરી નથી. એટલુંજ નહીં પણ તીર્થંકરોનાં નામ પણ કોઇ ઠેકાણે આપ્યાં નથી. ઋષભદેવજી પ્રભુનો અવતાર હોવાથી ભાગવતના લેખકે તેમને તેવાજ રૂપમાં આલેખ્યા છે. વળી વિચાર કરો કે જૈનો તથા બૌદ્ધોના પોતાના રચેલ ગ્રંથોમાં આક્ષેપો હોય અને શ્રીમદ્‌ભાગવત પાછળથી રચવામાં આવ્યું હોય તો શું શ્રીમદ્‌ભાગવતના લેખક આ ગ્રંથમાં રાસલીલાની તથા વસ્ત્રાહરણની વાતો લખે ? શું શ્રીમદ્‌ભાગવત જેવા અપૂર્વ અને અનુપમ ગ્રંથના લેખકને એટલું પણ ન સૂઝે કે આવી લીલાનું વર્ણન કરવાથી જૈનો તથા બૌદ્ધોના વિચારોને પુષ્ટિ મળશે અને જેને હું પરબ્રહ્મ પરમાત્મા તરીકે પ્રતિપાદન કરવા માગું છું તેની નિંદા કરવાનું બીજાઓને અને તેમાં વિશેષે કરી વેદધર્મના વિરોધીઓને કારણ મળશે ? શું અનુપમ શ્રીમદ્‌ભાગવતના લેખકે ભાંગના અગર ગાંજાના નિશામાં અગર મૂર્ખાઈથી આ લીલા લખેલી હોય તો લીલાનું વર્ણન કરતાંજ લેખક પોતેજ કદી એમ લખે કે પરીક્ષિતને પણ કેટલાક હીનાધિકારીઓના જેવી પ્રભુની લીલા માટે શંકા થઇ હતી અને તે શંકાનું શ્રીશુકદેવજીએ સમાધાન કર્યું હતું ?

૧૧૫ ઉપરની હકીકતથી વિદિત થશે કે શ્રીમદ્‌ભાગવતપુરાણ છેલ્લાં પચીશસો વર્ષમાં લખાયાની દલીલ ટકી શકે તેવી નથી, પણ એનાથી એમ સિદ્ધ થાય છે કે શ્રીમદ્‌ભાગવત ઘણા જુના વખતમાં વેદવ્યાસેજ રચ્યું હતું. જ્યારે જૈન તથા બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો ત્યારે આ ગ્રન્થ મોજુદ હોવો જોઇએ.

૧૧૬ મહાભારતનું યુદ્ધ આશરે પાંચ હજાર વર્ષ ઉપર થયું હતું. વેદવ્યાસ તે વખતે હતા. પરીક્ષિત આ યુદ્ધ થયા પછી થોડાંજ વર્ષે ગાદી ઉપર બેઠા હતા. તેમને શુકદેવજીએ સોળ વર્ષની વયે ગંગાજીના તટ ઉપર આ ભાગવત સંભળાવ્યું હતું. કેટલાક ઋષિઓ તે વખતે હાજર હતા તેમાં સૂત પણ હતા. તેમણે શૌનક વગેરેની ઇચ્છાથી ભાગવત તેઓને સંભળાવ્યું. આ બનાવ શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા પછી થોડાંજ વર્ષેજ

વેદવ્યાસ પાંચ હજાર વર્ષ ઉપર થઇ ગયા.

બન્યો હશે એવું ભાગવત ઉપરથીજ જણાય છે. શૌનકે સૂતને એવો પ્રશ્ન કર્યો છે કે હાલમાંજ **અધુના** શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા છે ત્યાર પછી ધર્મ કેના શરણે ગયો છે? (સ્કં. ૧ અ. ૧) કલિની શરૂઆતમાંજ ભાગવત વેદવ્યાસે રચેલું છે. **एष पुराणार्कोऽधुनोदितः** (ભા. સ્કં. ૧. અ. ૩ શ્લોક. ૪૫) અને કલિ શરૂ થયા પછી થોડા વર્ષેજ શ્રીશુકદેવજીએ પરીક્ષિતને સંભળાવ્યું છે. પાંડવ કૌરવોનું યુદ્ધ ૩૨૦૦ વર્ષ ઉપર થયું હોવું જોઇએ, અને પાંચ હજાર વર્ષ ઉપર નહિ એવો અભિપ્રાય કેટલાક યુરોપીયન અને દેશી લેખકોએ બતાવ્યો છે પણ તે વિચાર ખરો નથી. અમુક વખતે ગૃહોની કેવી સ્થિતિ હતી તે વાત વિચારમાં લઇ ઘણા લેખકોએ યુદ્ધની તારીખ મુકરર કરવા પ્રયત્ન કર્યો છે. પણ મી. ધીરેન્દ્રનાથ પાલ પોતેજ કબુલ કરે છે કે ગૃહોની સ્થિતિ બાબતમાં શ્લોકનો અર્થ સ્પષ્ટ નથી. હાલમાંજ "ઇન્ડીયન રીવ્યુ" નામના સપ્ટેંબર માસના માસિકમાં મહાભારતના યુદ્ધની તારીખનાં સંબંધનો ઘણો વિદ્વત્તાભરેલ એક લેખ અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયો છે. તેમાં લેખકે સબળ દલીલો આપી એમ બતાવી આપ્યું છે કે ગૃહોની સ્થિતિ ઉપરથી આ યુદ્ધ ૩૨૦૦ કે ૩૩૦૦ વર્ષ ઉપર થયાનો જે વિચાર બતાવવામાં આવે છે તે ખોટો છે. અને લેખક એવા નિર્ણય ઉપર આવેલ છે કે આ યુદ્ધ આશરે ૪૫૦૦ વર્ષ ઉપર થયું હોવું જોઇએ. આપણે પાંચ હજાર વર્ષ ઉપર થયાનું માનીએ છીએ. એટલે આ લેખકના વિચાર પ્રમાણે ઘણો તફાવત રહ્યો નથી. આ વિષય ઉપર વિશેષ અજવાળું પડશે, એટલે સૌને એમ સ્વીકારવું પડશે કે લાંબા વખતથી યુદ્ધની તારીખના સબંધમાં આપણી જે માન્યતા ચાલી આવે છે તેજ ખરી છે. ભાગવતની તવારીખ ઉપર રાવ. બા. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસનો વિદ્વત્તા ભરેલો લેખ ઇ. સ. ૧૯૧૦ ના "ગુજરાતી પંચ" ના દીવાળીના ખાસ અંકમાં પ્રગટ થયો છે. તે જોતાં એમ જણાય છે કે ધારવાડનાં ઇહિબળી નામનાં એક શિવાલયમાં ઇ. સ. ૫૮૪ માં લખાએલ લેખ છે. આ લેખમાં લખ્યું છે કે તે લેખ લખાયો તે પહેલાં ૩૭૩૦ વર્ષ ઉપર મોટું યુદ્ધ થયું હતું. આવા લેખને ખોટો માનવાનું કારણ નથી. મહાભારતનાં યુદ્ધની તારીખ વિષે પાંચમી સદીમાં વધારે ખાત્રી લાયક અને પાયાવાળી માહીતી હોવી જોઇએ એવું અનુમાન લેવું એજ ન્યાયસર છે અને આ લેખ જોતાં યુદ્ધ પાંચ હજાર વર્ષ ઉપર થયાની હકીકત ખરી હોવાનું સાબીત થાય છે. વેદવ્યાસ તેજ વખતે થયા હતા. તેમણેજ મહાભારત, ભાગવત વગેરે રચ્યાં.

વેદવ્યાસજ ભાગવતના રચનાર હોવા જોઇએ.

૧૧૭ છેલ્લાં પાંચ હજાર વર્ષમાં વેદવ્યાસ જેવા વિદ્વાન નર આર્ય ભૂમિએ પેદા કર્યો નથી અને એવા નર આ યુગમાં પેદા થશે કે કેમ તે પણ સવાલ છે. શ્રીમદ્ભાગવતના ગ્રંથમાં અનેક પ્રકારના સાંખ્ય, અનેક પ્રકારના યોગ, અનેક પ્રકારની ભક્તિ, નિષ્કામ કર્મયોગ, વગેરે ભિન્ન ભિન્ન વિષયો ઉપર એવા ગંભીર, ઉંડા અને મનન કરવા લાયક વિચાર જણાવ્યા છે કે વેદવ્યાસ જેવા અસાધારણ વિદ્વત્તાવાળા નર સિવાય અન્યથી આવા વિચારો જણાવી શકાયજ નહી એમ હું માનું છું. હરિનો કલાવતાર વેદવ્યાસજ હતા "हरेः कलया" તેઓ દિવ્યદૃષ્ટિથી ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન જાણવા સમર્થ હતા.

**परावरज्ञः अमोघदृक्** " હતા. તે વખતનાં માણસોની મંદ બુદ્ધિ વગેરે જોઈ તેમણે દિવ્યદૃષ્ટિથી " **दिव्यचक्षुसा** " વિચાર કર્યો કે વેદને જો સરલ કરવામાં નહી આવે તો વેદનો ધર્મ રહેવાનો નથી. તે ઉપરથી તેમણે વેદ સરળ કર્યા અને ભારત વગેરે રચ્યાં, તેમ છતાં તેમનું મન તૃપ્ત ન થવાથી નારદના ઉપદેશથી સમાધિમાં પ્રભુની લીલા વિગેરે જે જે જોવામાં અને જાણવામાં આવ્યું તે ઉપરથી ભાગવત રચવામાં આવ્યું છે. નારદેજ તેમને કહ્યું છે કે સમાધિવડે પ્રભુનાં ચરિત્રોને સંભારી તેનું વર્ણન કરો. ( સ્કં. ૧ અ. ૫ શ્લોક ૧૩ ) "**भवान् दर्शय चेष्टितं विभोः**" નારદની સૂચના પ્રમાણે સરસ્વતીના કાંઠા ઉપર બેસી વેદવ્યાસે ધ્યાન કરવા માંડયું. તેમને પુરુષરૂપ ઈશ્વરનાં પ્રથમ દર્શન થયાં ત્યારપછી માયાનાં દર્શન થયાં અને પ્રભુની અનન્ય ભક્તિથી માયાને નષ્ટ થતી જોઇ. આ ઉપરથી ભાગવત તેમણે રચ્યું, ( સ્કં. ૧ અ. ૭ શ્લોક ૫) અને પોતાના પુત્ર શુકદેવજીને ભણાવ્યું. સમાધિમાં પ્રભુની લીલાનાં દર્શન થાય કે કેમ તે બાબતની શંકા રાખવીજ નહીં અને શંકા રહેતી હોય તો નારદ તથા વેદવ્યાસ વગેરેને જેવી સમાધિ સિદ્ધ થઈ હતી તેવી સિદ્ધ કરી શુદ્ધ ભક્તિભાવથી પ્રભુનું ધ્યાન કરો અને પછી જુવો કે પ્રભુની લીલા વગેરેનાં આપને પણ થાય છે કે નહીં. યોગની સમાધિવાળી પરાદશા હરકોઇને પ્રાપ્ત થઇ શકતી નથી. પ્રભુકૃપાનું અવલંબન કરી સતત પ્રયત્ન કરવાથીજ પ્રાપ્ત થઇ શકે છે. આપણાં યોગ વગેરેના જુના ગ્રંથોમાં જે જે લખ્યું છે તે તમામ લેખકોના અનુભવસિદ્ધ હોઇ ખરૂં છે એવો નિશ્ચય રાખશો, અને બુદ્ધિગ્રાહ્ય જણાય તેટલાનોજ સ્વીકાર કરવો, એમ માનતા હો તો, ઉપર વિનંતિ કરી છે તે પ્રમાણે આપણા મહાત્મા નરો તથા ઋષિમુનિઓ જે રસ્તે ગયા છે તે રસ્તે જઇ તે રસ્તાઓનું સેવન કરો એટલે જે વાત બુદ્ધિગ્રાહ્ય જણાતી નથી તે બુદ્ધિગ્રાહ્ય જણાશે અને તેનો સાક્ષાત્કાર થશે.

ભાગવતમાં સમાવેલું જ્ઞાન પરંપરાથી ચાલ્યું આવે છે.

૧૧૮ પુરાણોને હલકાં પાડવા માટે એવી દલીલ પણ કરવામાં આવે છે કે કદાચ શ્રીશંકરાચાર્યના વખતમાં ભાગવત હતું એમ માનીએ તો પણ તે વખતે આજ ભાગવત હતું એમ કેમ મનાય ? ભાગવતમાં તો બીજાં ભાગવતોના પણ હવાલા આપ્યા છે તેથી તેમાંનું એકાદ ભાગવત કદી અસ્તિત્વમાં હશે. ધન્ય છે આ વિચારશક્તિ અને આ દલીલને. શું ગીતાજીમાં એક કહેવામાં આવ્યું નથી કે જે જ્ઞાન હું (કૃષ્ણ) તને (અર્જુનને આપું છું તેજ જ્ઞાન પૂર્વે મેં સૂર્યને આપ્યું હતું. સૂર્યે મનુને આપ્યું; મનુએ ઇક્ષ્વાકુને આપ્યું. આવી રીતે આજ જ્ઞાન પરંપરાથી ચાલ્યું આવે છે. કાળે કરી નષ્ટ થવાથી અત્યારે તેજ હું તને આપું છું ? ગીતાજી અ. ૪ ) શુ ઉપનિષદોમાં પણ ઘણી જગ્યાએ જ્ઞાન પરંપરાથી ચાલ્યું આવે છે એમ કહ્યું નથી ? તેજ પ્રમાણે ભાગવતમાં કહ્યું છે કે ભાગવતમાં આપેલું જ્ઞાન પરંપરાથી ચાલ્યું આવે છે. તે જ્ઞાન બ્રહ્માને પ્રભુના તરફથી પ્રથમ મળ્યું. તેમણે નારદને આપ્યું. નારદે વેદવ્યાસને આપ્યું. જ્યાં આવી ક્ષુલ્લક દલીલો કરવામાંજ કર્તવ્ય મનાતું હોય ત્યાં સત્યને જાણવાની આશા કયાંથી રખાય ? અમુક ગ્રંથોમાં ઝેર ભરેલું છે એવું ભૂત ભરાઈ જવાથી ગુણગ્રાહી થઇ તે ગ્રંથોનું અવગાહન કરવાને બદલે કેવળ દોષદૃષ્ટિજ કરીને પાયા વિનાનાં આક્ષેપો મૂકવામાં આવે છે.

૧૧૯ આપણા ઇશ્વરપ્રણીત અને નિત્ય વેદોમાં દરેક બાબતનું જેવું જ્ઞાન સમાએલું છે એવું કોઇ પણ ગ્રંથમાં નથી, તેમ છતાં જૈન અને બુદ્ધ પ્રવર્ત્તકો વગેરે વેદોને દોષદૃષ્ટિથી જોવા લાગ્યા એટલે તેમાં દોષ જણાયા અને તેનું ખંડન કરવા માંડયું. મતલબ કે દોષદૃષ્ટિ રાખવાથી ઉત્કૃષ્ટ ચીજ પણ આપણને અરુચિકર જણાય છે.

બંકિમચંદ્ર પાલના પુરાણો વિષે વિચાર.

૧૨૦ હવે પુરાણોનાં સંબંધમાં બાબુ બંકિમચંદ્ર પાલે "શ્રીકૃષ્ણચરિત્ર" નામના તેમના ગ્રન્થમાં જે વિચારો જણાવ્યા છે તે તરફ ટૂંકામાં લક્ષ ખેંચવાની રજા લઉ છું. આ ગ્રંથનો ગુજરાતી ભાષામાં તરજુમો સાક્ષર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પ્રસિદ્ધ કરી આપણા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. તરજુમા વિના બંગાળના એક સુપ્રસિદ્ધ વિદ્વાન્ લેખકના શા વિચારો છે તે મારા જેવાને જાણવાનું અશક્ય થઇ પડત. દરેક બાબતમાં બધી તમામ બાજુના વિચારો જાણવાની તક મળે:તોજ ખરા નિર્ણય ઉપર આવી શકાય.

૧૨૧ પ્રો. વિલ્સને પુરાણો માટે જે તારીખ બતાવી છે તે પા. ૬૭ મે આપી કૃષ્ણ ચરિત્રના લેખકે એવો અભિપ્રાય જણાવ્યો છે કે તેમનાં મત પ્રમાણે તો કોઇ પણ પુરાણ એક હજાર વર્ષ કરતાં જુનું હોય તેમ જણાતું નથી. અંગ્રેજી શીખી પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતા જેઓ ભૂલી ગયા હોય તે સિવાય બીજો હોઈ હિંદુ ભાગ્યેજ એ સમય નિર્ધારણ કબુલ રાખે. આ પ્રમાણે લખી તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે છઠ્ઠા સૈકા પહેલાં શ્રીકૃષ્ણની ઉપાસનાનું પ્રતિપાદન કરનાર વિષ્ણુપુરાણ અસ્તિત્વમાં હોવું જોઇએ. ત્યાર બાદ હરિવંશ અને તે પછીથી ભાગવત એવો અભિપ્રાય તેમણે જણાવેલ છે. હાલ જે પુરાણો છે તે અગર તેમાનું કોઇ વેદવ્યાસે રચેલ હોય એવું તેઓ માનતા નથી. આવા નિર્ણય ઉપર આવવામાં તેમણે પણ ઘણી મુદ્દાની હકીકતો ધ્યાનમાં લીધીજ નથી અને કેટલીક બાબતમાં કેવળ પાયા વિનાનાં અનુમાનો દોરી ખોટા નિર્ણય ઉપર આવ્યા છે. વેદવ્યાસ પુરાણોના કર્ત્તા હોવા નહીં જોઇએ એવું કહેવાની સાથે તેમને એટલું તો કબૂલ કરવું પડે છે કે વેદવ્યાસે પુરાણનો સંગ્રહ કર્યો હતો. પા. ૬૯, ૭૦, ૭૧. આટલી હકીકત સ્વીકારી તેઓ મનસ્વી રીતે એવી દલીલ કરે છે કે વેદવ્યાસે પુરાણનો સંગ્રહ કરેલો, પણ અઢારનો નહિ. (પા. ૬૯) પા. ૭૦–૭૧ મેં તેઓ કહે છે કે "આગળ **કહ્યું છે તેમ પૂર્વે અસલ એક પુરાણ સંહિતા તો હશેજ** વખતે એમ હોય કે તે **શ્રીકૃષ્ણદ્વૈપાયનની** ન હોય પણ એટલું તો માનવું પડશેજ કે તે સંહિતા પ્રાચીન સમયમાં રચાયેલી, કારણ આગળ જતાં આપણે જોઇશું કે પુરાણમાં કહેલી ઘણી બાબતોને તોડી ન શકાય તેવી સાબિતીઓ મહાભારતમાં મળી આવે છે પરંતુ તે બધાનું માહાભારતમાં સવિસ્તર વર્ણન કરેલું હોતું નથી અને તેથી એમ કહી શકાય નહીં કે પુરાણકારોએ તે બાબતો મહાભારતમાંથી ઉતારી લીધેલી," તેજ પાને બ્રહ્મપુરાણ તથા વિષ્ણુપુરાણમાં આપેલ કૃષ્ણચરિત્ર સંબંધી લખતાં તેમણે એવી પણ દલીલ કરી છે કે આ બન્ને પુરાણોમાં શ્રીકૃષ્ણનું જે ચરિત્ર લખવામાં આવ્યું છે તે **અસલ વ્યાસની બનાવેલી પુરાણસહિંતાનોજ ભાગ હોવો જોઇએ.** પા. ૬૪ મેં તેઓ કહે છે કે "**વ્યાસના શિષ્યો**

**વગેરેએ પુરાણસંહિતા** બનાવેલી ખરી, પરંતુ તે હાલમાં હાથ આવતી નથી. પા. ૬૫ મેં લખ્યું છે કે "દરેક સમયે પુરાણ હોવા જોઇએ. વેદનું પણ પુરાણ છે. શતપથ બ્રાહ્મણ, ગોપથબ્રાહ્મણ, આશ્વલાયનસૂત્ર, અથર્વસંહિતા, બૃહદારણ્યક છાંદોગ્ય ઉપનિષદ, મહાભારત, રામાયણ, માનવધર્મશાસ્ત્ર, એ બધામાં પુરાણો હતાં એવું લખ્યું છે." આટલું કહી તેઓ એવી દલીલ કરે છે કે હાલ જે પુરાણો ચાલુ છે તેમાંથી એકેનું નામ નથી. જે મનસ્વી દલીલો બાબુ બંકિમચંદ્રપાલ તરફથી કરવામાં આવી છે તે બાજુ ઉપર મૂકતાં વેદવ્યાસજીના વખતમાં પણ પુરાણો અગર પુરાણસહિંતા અસ્તિત્વમાં હતાં તે હકીકત અને કબૂલત અમારી દલીલને પુષ્ટિ આપે છે. પુરાણો કહો કે પુરાણસંહિતા કહો તેમાં ફેર પડતો નથી. જ્યારે તેનું અસ્તિત્વ કબૂલ કરવામાં આવે છે તો પછી તે વખતનાં પુરાણો અગર પુરાણસંહિતા તદ્દન નષ્ટ થયાં અને આ તમામ પુરાણો બીજાઓએ નવાં બનાવ્યાં તેવું સાબીત કરવાનો બોજો તેવી દલીલ કરનાર ઉપર રહે છે. આ બોજો કશા ભરોસાપાત્ર અને નિર્ણયકારક પુરાવાથી અગર સબળ કારણોથી અદા કરવામાં આવતો નથી અને જ્યારે તે અદા થતો નથી તો ઉપર જે કારણો વિહિત કર્યાં છે તેના આધારે વેદવ્યાસજ ભાગવત તથા બીજાં પુરાણોના રચનાર હતા તેવા નિર્ણય ઉપર આવવું આવશ્યક છે. જે પુરાણો અગર પુરાણસંહિતા વેદવ્યાસના વખતમાં હોવાનું સ્વીકારવામાં આવે છે તે અગર તેનો અમુક ભાગ બતાવી એમ પ્રતિપાદન કરવામાં આવતું નથી કે હાલનાં પુરાણોમાં જે વિચારો બતાવ્યા છે તે મૂળ પુરાણોથી જુદા અગર વિરુદ્ધ છે. વળી બુદ્ધિનો જરા ઉપયોગ કરી એટલો પણ વિચાર કરવો ઘટે છે કે જો વેદવ્યાસના વખતનાં પુરાણો નષ્ટ થઇ ગયાં હોય તો ચોથા અગર પાંચમા સૈકામાં જૈન તથા બૌદ્ધોનું ઘણું જોર હતું તેવા વખતે આટલાં પુરાણો લખવાની બ્રાહ્મણો કદી હિંમત ધરે? અને કદાચ તેઓ લખે તો તે હકીકત વેદના અને બ્રાહ્મણોના દ્રોહી જૈન તથા બૌદ્ધોના જાણવા બહાર કદી રહે? વેદવ્યાસે પુરાણો રચ્યાં છે તેવું સાબીત કરવાનો બોજો અમારા ઉપર નાંખવાની હદ હોવી જોઇએ. જે કાંઇ સાધનો હાલ મળી આવે છે તે જીજ્ઞાસુઓના સમક્ષ રજુ કરીએ છીએ તેની તુલના નિષ્પક્ષપાત રીતે દુરાગ્રહનો ત્યાગ કરી કરવાની છે. પુરાણોમાં જે હકીકત લખી છે તેવી હકીકત વેદવ્યાસના વખતની પુરાણસંહિતામાં અગર તે વખતનાં પુરાણોમાં નહિ હોય અગર હોવી નહિ જોઇએ એમ માનવાનું કશું કારણ નથી. અમે એમ કહેવા માગતા નથી કે હાલ જે પુરાણો છે તેમાં પાછળથી કશો વધારો કરવામાં નહી આવ્યો હોય પણ કદાચ કોઈ ભાગ પાછળથી દાખલ થયો તો તેટલાં કારણથી આ પુરાણો વેદવ્યાસનાં રચેલાં નજ હોય એવી દલીલ થઇ શકે નહીં. મહાભારતમાં પણ ઘણો ભાગ પાછળથી વધ્યાનું બાબુ બંકિમચંદ્રપાલ માને છે તેમ છતાં તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે ભારત મૂળ વેદવ્યાસેજ રચેલું હોવું જોઇએ. જ્યારે બ્રહ્મપુરાણ અને વિષ્ણુપુરાણમાં શ્રીકૃષ્ણની લીલા વેદવ્યાસની પુરાણસંહિતાના આધારે વર્ણવેલી હોવી જોઇએ એવા આ ગ્રન્થના લેખક સ્વીકાર કરે છે તો પછી જે પુરાણો જુના વખતમાં હોવાનું સ્વીકારવામાં આવે છે તે વિષ્ણુપુરાણ તથા બ્રહ્મપુરાણ વગેરે નથી એમ માનવાનું શું કારણ છે? મનસ્વી રીતે દલીલોને વજનદાર ગણી શકાય નહિં.

૧૨૨ વેદવ્યાસ પુરાણોના રચનાર હોઇ શકે નહીં, એ દલીલના સંબંધમાં એમ પણ કહેવામાં આવે છે કે એકજ માણસ ભારત, પુરાણો, બ્રહ્મસૂત્ર વગેરે ગ્રન્થો રચી શકે એ અસંભવિત છે. આ દલીલ મારા નમ્ર વિચાર પ્રમાણે તદ્દન પાયાવિનાની છે. શ્રીઆદિશંકરાચાર્ય તથા તેઓશ્રીના મતાનુયાયી માધવાચાર્ય તથા શ્રીરામાનુજાચાર્ય વગેરેએ અને પુષ્ટિમાર્ગના આચાર્ય શ્રીવલ્લભાચાર્યજી તથા તેમની પછી થએલા શ્રીપુરુષોત્તમજી વગેરેએ કેટલા ગ્રન્થો લખ્યા છે તે આપણાથી અજાણ્યું નથી. ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીએજ સુલેહશાન્તિનો સમય ન હતો તેવા વખતમાં, અઢીસો વર્ષ ઉપર આશરે નવ લાખ શ્લોકનું પૂર થાય તેટલા ગ્રન્થો લખ્યા છે. પરમાત્માના પરમ ભક્ત શ્રીશંકરાવતાર શ્રીઆદિશંકરાચાર્યે તેમના સમયમાં કેટલાં પુસ્તકો લખ્યાં છે તથા અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીએ તથા શ્રીરામાનુચાર્યે પોતપોતાના સમયમાં દેશની અને સનાતન વેદધર્મની ઉન્નતિ કરવાના હેતુથી કેવા કેવા ગ્રન્થો લખ્યા છે અને શું શું કર્યું છે તે ધ્યાનમાં રાખતાં પ્રભુના અવતાર શ્રીવેદવ્યાસ પોતાના સમયમાં એકંદર છ સાત લક્ષ શ્લોકના પૂર જેટલા ગ્રન્થો રચી શક્યા હોય તેમાં કશું નવાઇ જેવું નથી. વળી તે વખતનાં ગુરુકુળોમાં ભણતા શિષ્યો પણ એવા વિદ્વાન હતા કે વેદવ્યાસે કામની વહેંચણી કરી પોતાના શિષ્યો પાસેથી પોતાની દેખરેખ નીચે ગ્રન્થો રચવાનું કામ લીધું હોય તો તે બનવા જેવું હતું અને પોતાનીજ દેખરેખ નીચે પોતાનાજ અનુમોદનથી તેમના વખતમાં તેમના શિષ્યોએ કદાચ કોઇ ગ્રન્થ રચ્યા હોય તો તે વેદવ્યાસજીનીજ કૃતિ ગણાય એ દેખીતું છે. કદાચ પુરાણોની ભાષામાં થોડો ઘણો ફરક જણાતો હોય તો તેનું કારણ આજ હોવું જોઇએ. એક સમયમાં થઇ ગએલા વિદ્વાનો તથા લેખકોની ભાષા એક સરખીજ હોવી જોઇએ એવો નિયમ નથી. હાલમાં દરેક ભાષામાં ઘણાં પુસ્તકો લખાય છે, પણ તમામ લેખકોની ભાષા એક સરખી જણાતી નથી. શ્રીયુત મગનલાલ શાસ્ત્રી, રા. હીરાલાલ શ્રોફ, રા. તનસુખરામભાઇ વગેરે સાક્ષરોની ભાષા અમારા જેવા ગામડીઆ ગુજરાતી લખનારથી ઘણીજ જૂદી પડે છે. પણ તે ઉપરથી થોડા વર્ષ પછી કોઇ એવી દલીલ કરે કે વિશમી સદીની શરૂઆતમાં આ લેખકો થયા હોવા નહીં જોઇએ, તો તે દલીલ વ્યાજબી ગણાયજ નહીં. વળી પુરાણોમાં જે જે સિદ્ધાન્ત અને જેની જેની ઉપાસનાનું લખવામાં આવ્યું છે તેની તુલના કરતાં માણસોની ભિન્ન ભિન્ન પ્રકૃતિ, ભિન્ન ભિન્ન સ્વભાવ અને ભિન્ન ભિન્ન અધિકાર પરત્વે તે લખવામાં આવેલ છે એવું લક્ષમાં રાખવાની જરૂર છે. તેની સાથે આપણામાં કલ્પની જે માન્યતા છે અને જે પુરાણોમાં સ્પષ્ટ રીતે બતાવી છે તે પણ લક્ષમાં રાખવા જરૂર છે.

ભાગવતમાં વર્ણવેલી શ્રીકૃષ્ણની મુખ્ય લીલાઓ અને ચરિત્રો.

૧૨૩ શ્રીકૃષ્ણને જેઓ શ્રુતિ, ગીતા વગેરે ગ્રન્થોના આધારે પરબ્રહ્મ-પરમાત્મ-ભગવાન્ માને છે, તેઓને શ્રીકૃષ્ણના ભાગવત વગેરે પુરાણોમાં વર્ણવેલાં ચરિત્રો અસ્વાભાવિક અને અસંભવિત જણાતા નથી. આ-આપણી બુદ્ધિનો ઉપયોગ કરતાં પણ આપણને સહજ જણાવું જોઇએ કે ભગવાનને માટે કશું અશક્ય નથી. તેઓ કર્તું, અકર્તું અન્યથાકર્તું સમર્થ છે, અવતારમાં પ્રાકૃત મનુષ્યનાં જેવાં કર્મો કર-

વાની સાથે પ્રસંગોપાત્ત તેઓ પોતાનું પ્રભુત્વ અને અલૌકિક શક્તિ પણ બતાવે છે. શ્રી કૃષ્ણાવતાર લેવાના ઘણા હેતુઓ પૈકીનો એક હેતુ એ હતો કે દુષ્ટોનો નાશ કરી પૃથ્વીનો ભાર ઓછો કરવો. તેથી પાંડવો કૌરવો વચ્ચે કજીઓ કરાવનાર પ્રભુજ હતા. અને તે કજીઆના **નિમિત્તે** પૃથ્વીનો ભાર તેમણે ઓછો કર્યો "**भुवोऽवतारयद्भारं जविष्ठं जनयन्कलिम्**" ( ભાગ. ૧૧-૧-૧ ).

૧૨૪ કૌરવોનાં દુષ્ટ કૃત્યોથી કોપાયમાન થયેલા પાંડવોને નિમિત્ત કરીને રાજાઓને મરાવી પરમાત્મા શ્રીકૃષ્ણે પૃથ્વીનો ભાર કમી કર્યો. ગીતામાં શ્રીમુખથી અર્જુનને આજ્ઞા કરી છે કે શત્રુઓને જીતી યશ પ્રાપ્ત કર; હું તેમને મારી ચુકયો છું, તારે તો નિમિત્ત માત્ર થવાનું છે. (૧૧-૩૪) દ્રોણ ભીષ્માદિકોને મેં મારેલા છે માટે તેમને તું માર.

૧૨૫ યાદવોનું કુળ વૈભવથી તદ્દન ઉન્મત્ત થઇ ગયું હતું. આવા કુળને જગત ઉપર રહેવા દેવાથી ઘણું વિપરીત પરીણામ આવશે એમ માનવાથી જગતનું કલ્યાણ કરવાના હેતુથીજ આ કુલને શાપ દેવડાવી તેનો નાશ કરી પોતે સ્વધામમાં પધાર્યા.

૧૨૬ જો શ્રીકૃષ્ણ ભગવાનજ છે તો પછી આકાશવાણીથી આઠમો ગર્ભ તને મારશે એવા ખબર કંસને પ્રથમથી અપાયા હોય તેમાં કશું અસ્વાભાવિક નથી. ભગવાનનું પ્રાકટ્ય થયું તે પહેલાં વસુદેવ તથા દેવકીનાં રૂપનું જે વર્ણન ભાગવતમાં કર્યું છે તે, અને પોતાનો શત્રુ દેવકીના ગર્ભમાં છે, એવું કંસને જણાતાં ભયને લીધે તે આખા જગતને ભગવદ્રૂપ જોવા લાગ્યો એ હકીકત અસંભવિત નથી. ચતુર્ભુજ સ્વરૂપમાં પ્રગટ થવું; યોગ માયાનું વર્ણવેલું સ્વરૂપ, આકાશમાં ઉડી તેણે કંસને આપેલ ચેતવણી, ત્રણ મહિના કરતાં ઓછું વય હતું તે વખતે શ્રીકૃષ્ણે પૂતનાનો કરેલો વધ, તેમના હાથે થએલા મૃત્યુથી પૂતનાને સદ્ગતિની પ્રાપ્તિ; ત્રણ મહિનાની વયમાં પગની પાટુથી ગાડાને ઉંધું પાડી દીધાનું ચરિત્ર; ખોળામાં નાની વયનું બાળક બેઠા છતાં યશોદાજીને પર્વતના જેટલો ભાર જણાયો તે લીલા; શ્રીકૃષ્ણને ધવડાવતાં યશોદાજીએ શ્રીકૃષ્ણના મોઢામાં આખા બ્રહ્માંડનાં દર્શણ કર્યાં તે લીલા; આ પ્રમાણે પ્રભુત્વ બતાવ્યા છતાં યશોદાજી માયાને વશ થઇ શ્રીકૃષ્ણને પુત્રવત્ માનવા લાગ્યાં તે ચરિત્ર; તમામ દોરડાં ભેગાં કર્યાં છતાં યશોદાજી શ્રીકૃષ્ણને બાંધી શકયાં નહિ તે અદ્ભૂત કર્મ; યમુનાજીનાં ઝેરી જળથી મરી ગયેલ ગાયો તથા ગોવાળીયાઓને અમૃતદૃષ્ટિથી જીવતા કર્યાનું અલૌકિક કર્મ; દાવાનળ પી ગોવાળીયાઓનું રક્ષણ કર્યાનો બનાવ; કાલીયનાગને નાથ્યાનું ચરિત્ર; સાત વર્ષની વયે ગોવર્ધન પર્વતને સાત દિવસ સુધી એક આંગળી ઉપર તોળી રાખી વ્રજનું રક્ષણ કર્યાનું ચમત્કારિક કર્મ; ગોવાળીયાઓને પ્રભુનું સ્વરૂપ જોવાની ઇચ્છા થવાથી તેમને પોતાનું દિવ્ય સ્વરૂપ અને વૈકુંઠ બતાવ્યાનો બનાવ, શ્રુતિમાં જેનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે એવી ગોપીયોને મદ થતાં પોતે અંતર્ધ્યાન થઇ ગયા તે બનાવ; જે ગોપીને સાથે લઇ ગયા હતા તેને પણ મદ થવાથી તેની પાસેથી અંતર્ધાન થઇ ગયા તે બનાવ; અને ગોપીયોને વિરહ તાપ થએલો જોઇ તેમની પાસે પ્રકટ થયા તે બનાવ; **અનેક રૂપો**

**પોતાનાં જેવાં ધારણ કરી** ગોપીજનોની સાથે રાસ રમ્યા તે બનાવ; પોતાની સ્ત્રીઓ પોતાની પાસે નહિ છતાં વ્રજવાસીઓને એમ જણાયું કે સ્ત્રીઓ તેમની પાસેજ છે એ બનાવ, મથુરાજી જતાં અક્રૂરજીને યમુનાજીનાં જળમાં હજાર મસ્તકવાળા શેષભગવાનનાં દર્શન થયાં તે બનાવ; કંસના દરબારમાં જૂદા જૂદા રૂપમાં સૌને જણાયાનો બનાવ; ગુરુના પુત્રને યમરાજાની પાસેથી લાવી આપ્યાનો બનાવ; ૧૬૧૦૮ રૂપ ધારણ કરી શ્રુતિમાં જેનાં સ્વરૂપનું વર્ણન કર્યું છે તેવી કન્યાઓની સાથે એક મુહૂર્ત્તમાં એકી વખતે લગ્ન કર્યાનો બનાવ; ઉત્તરાના ગર્ભમાં પરીક્ષિતનું રક્ષણ કર્યાનો બનાવ; ભગવાન છતાં અર્જુનનાં સારથિ થઇ તેને બળ, શૌર્ય, તેજ વગેરે આપી જીતાડ્યા અને પોતે સ્વધામમાં પધાર્યા પછી એજ અર્જુન, અને એજ વિદ્યા તથા ધનુષ્ય અર્જુન પાસે છતાં દ્વારકાથી હસ્તિનાપુર આવતાં રસ્તામાં સ્ત્રીઓએ તેને હરાવ્યાનો બનાવ; અને આવાં બીજાં ઘણાં દિવ્ય કર્મો અને ચરિત્રો ભગવાન શ્રીકૃષ્ણે કરેલાનું ભાગવતમાં લખવામાં આવ્યું છે. આ ગ્રન્થમાં " **कृष्णस्तु भगवान्स्वयम्** " " **कृष्णः कपटमानुषः** " તેમનાં કર્મો " **अतिमर्त्यानि वीर्याणि** " એવી રીતે લખ્યું છે. અને અલૌકિક કર્મો તથા ચરિત્રોનાં સંબંધમાં ભાગવતના લેખક પોતેજ લખે છે કે " **अज** " ભગવાન " **इदं मायया देव्या सृजत्यवत्यत्त्यजः** " એવી શક્તિ વડે વિશ્વને સરજે છે, પાળે છે, અને ખાઇ જાય છે તે અલૌકિક અને ઐશ્વરીય ચરિત્રો કરી શકે એમાં શું આશ્ચર્ય છે? (૧-૧-૯) શ્રીકૃષ્ણને ભગવાન માનનારાઓને પુરાણમાં લખેલ તેમનાં ચરિત્રો કેવળ સ્વાભાવિક અને બનવા જેવાં જણાય છે અને તેથીજ ભાગવત પ્રત્યેનો પૂજ્યભાવ જેવોને તેવો લાખો મનુષ્યોમાં જોવામાં આવે છે. જો કૃષ્ણ ભગવાન નથી અને પ્રાકૃત મનુષ્યજ છે એમ માનશો તો એમ જણાશે કે કોઈ " નવરા " બ્રાહ્મણે ભાગવતમાં તથા બીજા પુરાણોમાં અને હરિવંશ વગેરે ગ્રન્થોમાં આવી ખોટી વાતો ઘુસાડી દીધી છે. મતલબ કે પુરાણોની જેવી દૃષ્ટિબિંદુથી તુલના કરશો તેવાં તે જણાશે. દોષદૃષ્ટિથી જે કોઇ ગ્રન્થનું અવલોકન કરીશું તે ગ્રંથમાં દોષ જ નજરે પડશે, અને ગુણગ્રાહી થઇ અવલોકન કરીશું. તો ગુણોજ જણાશે, અને કાંઇક નવું તથા ઉપયોગી શિક્ષણ આપણને મળ્યું છે એમ જણાશે. પુરાણોમાં દોષદષ્ટિ રાખવાથી સ્વામી દયાનંદજીને તેમાં ઝેર હોવાનું જણાયું છે, અને તે એટલે સુધી કે આ ગ્રન્થો નહિ વાંચવાની તેમણે આજ્ઞા કરી છે. આવા વિચારવાળાઓ ભાગવત વગેરે પુરાણોનાં નિઃસ્વાર્થી અને પરમપૂજ્ય વિદ્વાન્ લેખકને " સ્વાર્થી " " અંધારામાં ડૂબેલ " " અંધારામાં ડુબાવનાર " અને " પોપ " કહે એમાં નવાઈ નથી.



## પ્રકરણ ૪ થું.

### બાબુ બંકિમચંદ્રનું કૃષ્ણચરિત્ર.

શ્રીકૃષ્ણના દિવ્ય ચરિત્રો વિષે બાબુ બંકિમચંદ્ર પાલના વિચારો.

૧૨૭ કૃષ્ણલીલા તથા કૃષ્ણનાં ચરિત્રો સંબંધી લખતાં બાબુ બંકિમચંદ્રપાલના "કૃષ્ણચરિત્ર"માં બતાવેલા વિચારોનો ફરીથી હવાલો આપી તેનું દિગ્દર્શન આ સ્થળે કરાવવાનું મને આવશ્યક જણાય છે. આ સુપ્રસિદ્ધ લેખકે શ્રીકૃષ્ણ ભગવાન છે અને હું ( લેખક ) પણ શ્રીકૃષ્ણને ભગવાન તરીકે માનું છું એવો વિચાર પોતાના ગ્રન્થમાં જણાવ્યો છે ( પા. ૨–૩–૪ ) પ્રભુ અવતાર લે છે અને શ્રીકૃષ્ણ પ્રભુનો અવતાર છે એ વિચાર પણ તેમણે સ્વીકારેલો છે. ( પા. ૫૩ થી ) શ્રીકૃષ્ણનું ચરિત્ર ઉત્કૃષ્ટ અને દરેક રીતે અનુકરણ કરવા લાયક છે એમ તેઓ લખે છે. આટલી આટલી તેમની કબુલાત લક્ષમાં રાખવાની સાથે એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે શ્રીકૃષ્ણ ભગવાન છે એવો સ્વીકાર કર્યા છતાં તેમણે શ્રીકૃષ્ણને ભગવાન તરીકે પોતાના ગ્રન્થમાં આલેખ્યા નથી, પરન્તુ પ્રાકૃત મનુષ્યના જેવાજ આલેખ્યા છે. પુસ્તકના પાન ૩ માં તેઓએજ લખ્યું છે કે "કૃષ્ણ ઇશ્વર છે એવું સાબીત કરી આપવા આ ગ્રન્થ મેં લખ્યો નથી એમાં તો માત્ર એક મનુષ્ય તરીકેજ તેનાં ચરિત્રનું મારે અવલોકન કરવું છે." આવી રીતનું ચરિત્ર લખવાથી ડગડગતા હિંદુ ધર્મને ટેકો મળશે એવી માન્યતા પણ તેજ પાને તેમણે બતાવી છે. આ ઉપરથી સહજ જણાશે કે કૃષ્ણ પ્રભુનો અવતાર છે અને પ્રભુજ છે એવું માનતા છતાં અમુક રીતે તેમનું ચરિત્ર લખવાથી આપણો સનાતન ધર્મ ટકી શકશે એવી માન્યતાથી શ્રીકૃષ્ણને ભગવાનના પદમાંથી ઉતારી પ્રાકૃત મનુષ્યની સ્થિતિમાં મુકી પ્રાકૃત મનુષ્ય તરીકે કેવાં કેવાં કર્મો કર્યાં હોવાં જોઇએ, અને પુરાણોમાં વર્ણવેલાં અપ્રાકૃત, અલૌકિક, ઐશ્વરીય કર્મો તથા ચરિત્રો તેમણે કર્યાં નજ હોવાં જોઇએ એવા લક્ષ્યબિંદુથી પુરાણોમાં વર્ણવેલાં તેમનાં ચરિત્રની આખા ગ્રન્થમાં તેમણે તુલના કરી છે. મારા આ વિચારનું સમર્થન કરવા તેમના ગ્રન્થમાં તેમણે જે દલીલો કરી છે તે તરફ ટૂંકામાં લક્ષ ખેંચીશ.

૧૨૮ આ લેખકે કૃષ્ણચરિત્રનો ગ્રન્થ મહાભારત, વિષ્ણુપુરાણ, હરિવંશ, અને શ્રીમદ્‌ભાગવતના આધારે લખ્યો છે એ તો સ્પષ્ટ છે. છેલ્લા ત્રણ ગ્રન્થોને વેદવ્યાસના રચેલા તેમણે માન્યા નથી. વિષ્ણુપુરાણ ચોથા સૈકામાં અને ત્યારબાદ હરિવંશ અને તે પછી ભાગવત લખાયાં હોવાં જોઇએ. એમ તેમણે માન્યું છે. અને મહાભારતના સંબંધમાં તેમણે લખ્યું છે કે હાલ જે ભારત ઉપલબ્ધ છે તેમાં ત્રણ ભાગ પાછળથી દાખલ થયા છે અને તેનો એક ભાગ મૂળ ભારત ગણી શકાય. તેજ ભાગ વેદવ્યાસનો રચેલ છે એમ માની શકાય. આ વિચારનો આશ્રય લઇ તેમણે મહાભારતના ગ્રન્થની ત્રણ થરમાં વહેં-

ચણી કરી છે. આ ત્રણ થર પૈકીનાં પહેલા થરનેજ વેદવ્યાસનો રચેલો માની કૃષ્ણચરિત્ર લખવામાં તેજ ભાગને પ્રમાણ તરીકે માનવા તેમણે લખ્યું છે. હાલ જે ભારત છે તેના કયા ભાગને એટલે કે કયા પર્વોને અગર કયા પર્વોનાં કેટલા શ્લોક પહેલા થરમાં મૂકી શકાય, તે હકીકત ગ્રન્થનાં કોઇ ભાગમાં લખી નથી, એ ધ્યાનમાં રાખવાનું છે. હવે ત્રણ થર મનસ્વી રીતે ગોઠવી એવો મનસ્વી વિચાર (પા. ૪૭ મેં) જણાવ્યો છે કે મહાભારતના પહેલા ભાગમાં એટલે કે વેદવ્યાસે રચેલા પહેલા થરમાં "શ્રીકૃષ્ણને વિષ્ણુના અગર ઇશ્વિરના અવતાર તરીકે ઓળખવામાં આવતા નથી. પોતે માણસની શક્તિ વિના એટલે દૈવ શક્તિથી કાંઇ પણ કરવાનો દાવો કરતા નથી પણ બીજા ભાગમાં–બીજા થરમાં મુખ્ય રીતે વિષ્ણુના અવતાર અથવા નારાયણ તરીકે ઓળખાય અને પૂજાય છે. પોતેજ પોતાનું ઈશ્વરત્વ કહી બતાવે છે અને કવિ પણ તે ઇશ્વિરત્વ કહી બતાવવા ખાસ યત્ન કરતો ભાસે છે." આટલું કહી ત્રીજા થર માટે કહે છે કે આ થરમાં ઘણાં સૈકાની મહેનતનો સમાવેશ થયેલો છે. મતલબકે ત્રીજા થરમાં જુદા જુદા વખતે જુદા જુદા માણસોએ પોતપોતાની કૃતિ દાખલ કરી દીધી છે. (પા. ૪૭) આગળ ચાલતાં ડગડગતા સનાતન ધર્મને ટેકો આપવાનો દાવો રાખનાર આ લેખક (પા. ૪૮ મેં) સ્પષ્ટ રીતે એવો આક્ષેપ મૂકે છે કે આપણો ગીતાનો ગ્રન્થ પ્રક્ષિપ્ત છે. આટલેથી સંતોષ નહિ માની આ ગ્રન્થને ત્રીજા થરમાં મૂકયો છે. આ લેખકના વિચાર પ્રમાણે ભારતમાં છેલ્લામાં છેલ્લો જે ભાગ "નવરા" બ્રાહ્મણોએ વધારેલો છે તેમાંનો ગીતાનો ગ્રન્થ પણ છે. આવા ક્ષુલ્લક અને સનાતનધર્મને મૂળથી કાપનાર વિચારની પુષ્ટિમાં કશું કારણ બતાવવામાં આવ્યું નથી. પર્વસંગ્રહનાં અધ્યાય ઉપર પાયો રચી આખી ઈમારત તેમણે ચણી છે. પણ આ અધ્યાયમાં તો ભારતમાં એક લાખ શ્લોક હોવાનું લખ્યું છે. લેખકને આ વિચાર પસંદ નહીં આવ્યાથી તેમણે એમ લખ્યું છે કે આ અધ્યાય પણ પ્રક્ષિપ્ત છે. પ્રક્ષિપ્ત માની તેઓ એકદમ એવા અનુમાન ઉપર આવે છે કે મૂળ ભારતમાં વેદવ્યાસનાં રચેલ ફક્ત ચોવીસ-હજાર શ્લોકો હોવા જોઇએ. કયા ચોવીસ હજાર એવો કોઈ પ્રશ્ન પૂછે તો તેનો ઉત્તર તેમના ગ્રન્થમાંથી મળતો નથી. વળી જે પર્વના અધ્યાય ઉપર આધાર રાખે છે, તે ઉપરથી ગીતાજી પ્રક્ષિપ્ત છે, એવું તો બીલકુલ જણાતું નથી. ગીતા સિવાયનું ભારત કોઇએ છેલ્લા પચીસો વર્ષમાં જોયાનું કોઇ ગ્રન્થમાં લખ્યું નથી. આર્યભૂમિના તમામ આચાર્યો તથા પંડિતો ગીતાને ભારતનોજ ભાગ અને કૃષ્ણવાકય તરીકે માનતા આવ્યા છે, આર્યસમાજની સંસ્થા પણ ગીતાને મૂળ ભારતનોજ ભાગ અને વેદવ્યાસની કૃતિ માને છે. ગીતાને પ્રક્ષિપ્ત માનો એટલે સનાતન ધર્મનું આવીજ રહ્યું એમ માનવાનું છે. ગીતાને પ્રમાણ તરીકે માનવામાં આવશે, ત્યાં સુધીજ સનાતન ધર્મ છે. હું એમ કહેવા નથી માગતો કે આ ગ્રન્થ પ્રક્ષિપ્ત છે એવું માનવાનાં સબળ અને ભરોસાપાત્ર કારણો હોય તેમ છતાં સનાતન ધર્મને ટેકો મળે એટલા કારણથી આ ગ્રન્થને પ્રક્ષિપ્ત કહેવો નહિ. પ્રક્ષિપ્ત હોવાનો પુરાવો મળે તો ખુશીથી તેમ કહો અને સત્યનુંજ પ્રતિપાદન કરો. પણ પ્રક્ષિપ્ત માનવાનાં કશા કારણોનાં અભાવે પ્રક્ષિપ્ત કહેવો એ વ્યાજબી નથી.

૧૨૯ આપણે એટલું જોઇ ગયા કે કૃષ્ણચરિત્ર લખવામાં મૂળ ભારતનેજ આ લેખક પ્રમાણ ગ્રન્થ તરીકે માને છે, અને પુરાણોની જે હકીકત બુદ્ધિગ્રાહ્ય તેમને જણાય તેટલાનેજ તેમણે સ્વીકાર કરેલો છે. (પા. ૫૧-૫૨) જો પુરાણોમાં શ્રીકૃષ્ણે ઐશ્વરી શક્તિ બતાવી; અપ્રાકૃત અને લેખકના મગજમાં ન ઉતરે તેવાં ચરિત્રો અગર કર્મો કર્યાનું લખ્યું હોય તો તે ખોટાં છે એમ માનવું આવો વિચાર તેમણે જણાવેલો છે. અને તેની સાથે એમ પણ માની લીધું છે કે કૃષ્ણ ભગવાન છે તેમ છતાં કૃષ્ણાવતારમાં ભગવાને દૈવી શક્તિનો ઉપયોગ કરી કોઈ પણ જાતનાં દિવ્ય ચરિત્રો કર્યાં હોય એ માનવા જેવું નથી. ભગવાન જો અવતારમાં પોતાની ઐશ્વરી શક્તિનો ઉપયોગ કરે તો તેમને અવતાર લેવાનું પ્રયોજન રહેતું નથી. (પા. ૫૨-૫૩-૬૦-૬૧-૯૬-૯૭ વગેરે.) આ વિચાર પણ કેવળ મનસ્વી છે.

૧૩૦ હવે પ્રશ્ન એ ઉદ્દભવે છે કે આપણા સુપ્રસિદ્ધ લેખકે શા આધારે શ્રીકૃષ્ણને ભગવાન માન્યા અગર ભગવાનનો અવતાર છે એમ માન્યું? કૃષ્ણ પ્રભુનો અવતાર છે અને પ્રભુ છે એ વિચારની પુષ્ટિમાં તેરમાં પ્રકરણમાં એક પણ પ્રમાણ શ્રુતિમાંથી તો તેમણે આપ્યું નથી. મહાભારતનો પહેલો ભાગ મૂળ ભારત છે એમ માની તે ભાગમાં કૃષ્ણને ઇશ્વર તરીકે ઓળખાવવામાં આવ્યા નથી એમ માને છે. ગીતાજીને તો ત્રીજા થરમાં દાખલ કરી પ્રક્ષિપ્ત માન્યાં છે. મૂળ ભારતજ પ્રમાણ ગણી શકાય એમ કહેલ છે, તો પછી શ્રીકૃષ્ણ ભગવાન છે એમ માનવાનો તેમને શો આધાર રહ્યો? તેરમું પ્રકરણ વાંચવાથી જણાશે કે પ્રભુ અમુક કર્મો કરવા અવતાર લે છે તે વિચારની પુષ્ટિમાં તેમણે "**परित्राणाय साधूनां**" એ ગીતાના શ્લોકનું પ્રમાણ ટાંકેલું છે. પણ ગીતાને તો પ્રક્ષિપ્ત માની કોઇ નવરા બ્રાહ્મણની કૃતિ માની છે, તો તેવા ગ્રન્થનું પ્રમાણ આપી પ્રભુ અવતાર લે છે એવા નિર્ણય ઉપર આવવાની તેમને જગ્યાજ રહેતી નથી. આ શ્લોક સિવાય તે વિચારની પુષ્ટિમાં એક પણ પ્રમાણ આપવામાં આવ્યું નથી. ગીતાજીમાંથી બીજાં પ્રમાણો તેજ પ્રકરણમાં એમ બતાવવા આપ્યાં છે કે પ્રભુ અવતાર લઇ મનુષ્યની માફક કર્મ કરે છે. બેશક ખરૂં છે કે અવતારમાં પ્રભુ પ્રાકૃત મનુષ્યનાં જેવાં કર્મો પણ કરે છે, પરન્તુ શું તે ઉપરથી એવા નિર્ણય ઉપર અવાય કે અવતારમાં પ્રભુ પોતાનું પ્રભુત્વ બીજે ઠેકાણે રાખી અવતારમાં કોઇ વખત પ્રભુત્વ બતાવતાજ નથી? આવો વિચાર કોઇ સનાતન ગ્રન્થમાં બતાવ્યો છે? જો ગીતાનાં પ્રમાણ ઉપર આધાર રાખતા હો તો ગીતામાં પ્રભુએ પોતેજ આજ્ઞા કરી છે કે "**जन्म कर्म च मे दिव्यं**" મારા જન્મ તથા કર્મ દિવ્ય છે. બીજે ઠેકાણે કહ્યું છે કે મારો પરમભાવ જેઓ જાણતા નથી તેઓજ મને પ્રાકૃત મનુષ્ય જેવો ગણે છે. અગીયારમા અધ્યાયમાં પ્રભુએ અર્જુનને દિવ્યચક્ષુ આપી દિવ્ય સ્વરૂપનાં દર્શન કરાવ્યાં હતાં. શું આ પ્રાકૃત મનુષ્ય કરી શકે તેવું કર્મ હતું? બ્રહ્માંડનાં સ્વરૂપનાં દર્શન તો શું પણ જો એકાદ શહેરનાં અગર ગામડાનાં દર્શન કૃપા કરી આપનાં મુખમાં કરાવશો તો અમે આપનો વિચાર સ્વીકારવા તૈયાર છીએ. પ્રભુએ વિશ્વસ્વરૂપનાં દર્શન અર્જુનને આપ્યાની વાત આ લેખકની બુદ્ધિમાં ઉતરે નહીં તેથી તે બનાવ બન્યોજ

નહીં હોય એવું કૃષ્ણને ભગવાન માનનારાઓ કદી માની શકે નહીં. જો કૃષ્ણ પ્રાકૃત મનુષ્ય હોય અને તેમને પ્રાકૃત મનુષ્યના જેવાજ આલેખવાના હોય તો તે ભગવાન છે એમ કહો નહિ. ભગવાન છે એમ કબુલ કરી તેમને પ્રાકૃત મનુષ્ય જેવા આલેખી, તેઓ અપ્રાકૃત, અતિમાનુષિક ઐશ્વરીય કર્મો કાંઇ કરેજ નહીં એવું માની લઇ ભાગવત વગેરે પુરાણોમાં શ્રદ્ધા ઓછી કરવી તેના કરતાં આર્યસમાજીસ્ટ ભાઇઓ કૃષ્ણને મહાત્મા નર માને છે એવો વિચાર બતાવવો એમાં વિશેષ પ્રામાણિકપણું રહેલું છે એમ હું માનું છું. ભગવાન છે એમ માનતા હો તો તેમને ભગવાન તરીકેજ આલેખી પુરાણોમાં તેમના સંબંધી લખેલી વાતોની તુલના કરો. સરવાળા બાદબાકી કરવાથી કૃષ્ણને અને પુરાણોને કેવળ અન્યાય કરાય છે. ક્રીશ્ચીયનો અગર બીજા કેટલાક કૃષ્ણ ઉપર આક્ષેપો મૂકતા હોય તેથી ડરવાનું કારણ નથી. આ આક્ષેપોના જવાબ શ્રીકૃષ્ણ ભગવાન છે એવો દૃઢ નિશ્ચય રાખી અને શ્રીકૃષ્ણને ભગવાન તરીકેજ આલેખી આર્યભૂમિના ઘણા આચાર્યો તથા પંડિતોએ નિર્ણયકારક ખુલાસા આપેલા છે તેમ છતાં કૃષ્ણનાં અને કૃષ્ણની ઉપાસના કરનારાઓનો દ્રોહ કરનાર આસુરી જીવો આક્ષેપો મૂકવામાંજ પોતાનું કર્તવ્ય માને તો તેટલા કારણથી કૃષ્ણને ભગવાનના પદમાંથી ઉતારી પ્રાકૃત મનુષ્યના જેવા આલેખી તેમનાં કેટલાંક ચરિત્રોના મનસ્વી રીતે ખુલાસા આપવાની જરૂર નથી.

૧૩૧ બાબુ બંકિમચંદ્ર પાલના ગ્રન્થના સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે તેઓ પા. ૬ ઠે સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે મહાભારત માત્ર પાંડવાદિકને લગતા ઇતિહાસ હોવાથી તેમાં કૃષ્ણનાં તમામ ચરિત્રો તથા કર્મો વર્ણવેલાં નથી. તેજ સ્થળે તેઓ લખે છે કે "હરિવંશમાં કહેલું છે કે કૃષ્ણના જીવનના છેલ્લા ભાગની હકીકત મહાભારતમાં નથી માટેજ હરિવંશ રચાયો છે. ભાગવતમાં પણ એમજ જણાવેલું છે. વ્યાસે નારદને મહાભારત અપૂર્ણ છે એવું કહ્યું તે ઉપરથી નારદે વ્યાસને કૃષ્ણચરિત્ર પુરેપુરૂં રચવા આગ્રહ કર્યો. આ કારણને લીધે જે જે પ્રસંગો મહાભારતમાં મળી આવે છે તે તે ભાગવત, હરિવંશ કે બીજાં પુરાણોમાં નજરે પડતા નથી. **તેમાં તો મહાભારતમાં જે ન હોય, મહાભારત રચતાં જે જે હકીકત છોડી દીધી હોય તે તે લખી છે.** આ ઉપરથી એટલું તો સાબીત થાય છે કે એ સર્વ ગ્રન્થોમાં પહેલામાં પહેલો મહાભારતનો ગ્રન્થ રચાયો છે. **અને તેમાં જે જે બાબત બાકી રહી ગયેલી તે તે પુરી પાડવા હરિવંશ વગેરે લખાયા છે** " આવો સ્પષ્ટ શબ્દોમાં ગ્રન્થની શરૂઆતમાંજ સ્વીકાર કર્યા છતાં જાણે કે વાતનું તદ્દન વિસ્મરણ થઇ ગયું હોય તેવી રીતે પુરાણોમાં કૃષ્ણનાં વર્ણવેલાં કેટલાંક ચરિત્રો ભારતમાં નથી એટલું કારણ બતાવી તે ખરાં હોવાં ન જોઇએ એવા નિર્ણય ઉપર તેઓ આવ્યા છે. આવી પરસ્પર વિરુદ્ધ દલીલો એક ઠેકાણે નહિ પણ, ઘણે ઠેકાણે તેમના ગ્રન્થમાં જોવામાં આવે છે. કદાચ એમ માનો કે પુરાણોમાં જે ચરિત્રો વર્ણવેલાં છે તે તમામ ભારતમાં પણ મળી આવત તો પણ આ લેખક તો તેના સંબંધમાં પણ એવીજ દલીલ કરત કે ભારતના જે ભાગમાં તે ચરિત્રો લખેલાં છે તે ભાગ પ્રક્ષિપ્ત હોવાથી શ્રીકૃષ્ણે તેવાં ચરિત્રો કર્યાં હશે એમ માની શકાય નહી. ભાગ-

વત શા માટે રચાયું તે હકીકત ભાગવતમાં વર્ણવેલાં શ્રીકૃષ્ણનાં કર્મોની તુલના કરતાં સતત ધ્યાનમાં રાખવાની છે. બીજા કોઇ ગ્રન્થમાં અમુક ચરિત્રો વર્ણવ્યાં ન હોય તેટલા કારણથી કોઇ "નવરા" બ્રાહ્મણે ભાગવતમાં શ્રીકૃષ્ણનો મહિમા વધારવા લખ્યાં હશે એવું માની શકાય નહી. જો "નવરા" બ્રાહ્મણની કૃતિ તેને માનતા હો તો તેજ "નવરા" બ્રાહ્મણે વસ્ત્રહરણનો, રાસલીલા વગેરેનો ભાગ લખેલો છે. શું આ ચરિત્રો લખતાં "श्रीकृष्णस्तु भगवान् स्वयम्" એવું કહેનારને એટલું પણ સુજયું નહી હોય કે આવાં ચરિત્રો દાખલ કરવાથી શ્રીકૃષ્ણ ઉપર આક્ષેપો મૂકવાનો અવકાશ રહેશે ! જો એમ કહેતા હો કે આવો વિચાર તેને સૂજયો ન પણ હોય તો તેનો નિર્ણયકારક જવાબ એવો છે કે આ ચરિત્રો લખતાં લેખકે પોતેજ લખ્યું છે કે પ્રભુ આવાં કર્મો કદી કરે નહિ એવી પરીક્ષિત્‌ને શંકા થઇ હતી, અને તેનું સમાધાન શુકદેવે કર્યું હતું; જે "નવરા" બ્રાહ્મણે શ્રીકૃષ્ણને પરબ્રહ્મ પરમાત્મા ભગવાન કહ્યા છે, જેણે તેઓશ્રીનાં ગોવર્ધન પર્વત તોળ્યા વગેરે અલૌકિક અને ઐશ્વરીય ચરિત્રો વર્ણવ્યાં છે તેજ નવરા બ્રાહ્મણે હીનાધિકારીઓને નિંદવાલાયક જણાય તેવાં ચરિત્રો વર્ણવ્યાં છે. આ ઉપરથી પ્રભુની ખાતર મગજશક્તિનો થોડો પણ ઉપયોગ કરી એટલો તો વિચાર કરો કે જો આ બનાવો બન્યાજ ન હોય તો તેને ભાગવતના લેખક શા માટે દાખલ કરે ? દાખલ કરવાનો કાંઇ હેતુ તો હોવો જોઇએ. એક નાનું છોકરૂં પણ કબૂલ કરશે કે ભાગવતના લેખકનો એવો તો વિચાર નજ હોય કે શ્રીકૃષ્ણની નિંદા થાય અને તેમની ઉપાસના ન થાય તો સારૂં. આવાં ચરિત્રો કૃષ્ણનો કટ્ટો શત્રુ અને દ્રોહી કાં તો દાખલ કરે અને કાં તો આ બનાવો બન્યા હોય તે કારણથી શ્રીકૃષ્ણની પરબ્રહ્મ તરીકેની ઉપાસના કરનાર લેખક દાખલ કરે. કૃષ્ણના દ્રોહીએ આવાં ચરિત્ર દાખલ કર્યાં એવું અત્યાર સુધીમાં કોઇએ કહ્યું નથી અને કહી શકાય પણ નહી. હવે જો આવાં ચરિત્રો ભગવાન છતાં શ્રીકૃષ્ણે કર્યાં છે તો તેનું રહસ્ય શું છે તે સમજવું જોઇએ.

૧૩૨ શ્રીવલ્લભાચાર્યજીએ ભાગવત ઉપરની અપૂર્વ સુબોધિની નામની ટીકામાં સંપૂર્ણ રીતે આ લીલાનું રહસ્ય સમજાવેલું છે અને તે ટીકાના આધારે સદ્‌ગત રા. બા. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસે કૃષ્ણલીલામૃત નામના પોતાના ગ્રન્થમાં પણ બતાવ્યું છે. જો કૃષ્ણને શ્રુતિ તથા ગીતા વગેરેના પ્રમાણોના આધારે ભગવાન માનતા હશો તો શ્રીવલ્લભાચાર્યજીએ આ લીલાનું જે રહસ્ય બતાવ્યું છે તે બુદ્ધિગ્રાહ્ય જણાશે. જો પ્રાકૃત નરના જેવા તેમને ગણતા હશો અને તેની સાથે આવી લીલા પણ તેમણે કરી છે એવું માનતા હશો તો શ્રીકૃષ્ણ પ્રત્યેનો પૂજ્યભાવ કદી રહેશે નહિ. શ્રીકૃષ્ણ પ્રાકૃત મનુષ્ય નથી એવું ઉપર પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ગોપીજનો વગેરેનું સ્વરૂપ શ્રુતિમાં કેવું બતાવ્યું છે તે પણ ઉપર બતાવી ગયા છીએ. જો ઉપનિષદો, ગીતા, ભાગવત વગેરે પુરાણો તથા આદિશંકરાચાર્યજી, શ્રીરામાનુજાચાર્ય, શ્રીવલ્લભાચાર્યજી તથા બીજા અનેક વિદ્વાન આચાર્યો, પંડિતો, તથા સંન્યાસીઓ વગેરે થઇ ગયા છે તે બધાએ માણસોને અંધારામાં રાખવા એક મોટું તરકટ કરેલ છે એવો વિચાર નહી રાખતાં શુદ્ધ બુદ્ધિથી તેમના વિચારોની તુલના કરશો તો શ્રીકૃષ્ણ ભગવાન છે અને તેમણે કશુ નિંદવા લાયક કર્મ કર્યું નજ હોય એવો આપને

નિશ્ચય થશે. જે બ્રાહ્મણોને "સ્વાર્થી" "આંધલા" વગેરે નામોથી દયાનંદજીએ ઓળખાવ્યા છે અને જેને બાબુ બંકિમચંદ્રપાલે "નવરા" કહ્યા છે તે બ્રાહ્મણો અને તેમના વિચારવાળા માણસો આર્યભૂમિમાં થયા ન હોત તો વેદના સનાતન ધર્મનું બીજ પણ અત્યારે જોવામાં આવત નહી. જેને સ્વાર્થી કહો છો તે નિઃસ્વાર્થી હતા. પોતાનાં સુખનો અને સગવડતાનો ભોગ આપી કર્તવ્યપરાયણ રહી વેદના ધર્મની અને આર્યોની તેમણે અમૂલ્ય સેવા બજાવી છે. રાજ્યકર્તા રાજા ભલે બૌદ્ધ હોય કે જૈન હોય અગર મુસલમાન હોય પણ તેમની મહેરબાનીની અપેક્ષા રાખ્યા સિવાય અને કેટલીક વખતે તો પોતાની જીંદગીના જોખમે પણ વેદના સનાતન ધર્મનું તેમણે રક્ષણ કર્યું છે. બૌદ્ધોનું તથા જૈનોનું જોર વધ્યુ તે વખતે સંસ્કૃત ભાષા નષ્ટ થવા આવી હતી તેનો ઉદ્ધાર "સ્વાર્થી" બ્રાહ્મણોએજ કર્યો હતો. વેદનો દ્રોહ કરનાર બુદ્ધનાં ધર્મનું આર્યભૂમિમાં નામનિશાન પણ રહેવા દીધું નથી એ "સ્વાર્થી" બ્રાહ્મણોનોજ પ્રતાપ છે. અત્યારે કરોડો માણસો વેદને પ્રમાણ તરીકે માને છે અને વેદધર્મનાં અનુયાયીઓ છે તે પણ તેમનોજ પ્રતાપ છે. જે પૂર્વજો દેશની અને ધર્મની કીંમતી સેવા બજાવી ગયા છે તેમની કદર કરવી તો રહી પણ તેમનાં ઉપર નીચ આક્ષેપો મૂકવા અને તેમને ગાળો દેવી એ પણ કલિનોજ પ્રભાવ છે. નિષ્પક્ષપાતપણે ગુણગ્રાહી થઇ ગ્રન્થો વાંચી તેમાં બતાવેલા વિચારોનું સ્વસ્થ ચિત્ત રાખી પૃથક્કરણ કરવાથી અને મનન કરવાથી આપનેજ જણાશે કે પરમ પૂજ્ય વિદ્વાન્, ઉન્નતિ ઇચ્છનાર, નિસ્વાર્થી બ્રાહ્મણ લેખકો ઉપર જે પ્રહારો કરવામાં આવે છે અને આવ્યા છે તે કેવળ પાયા વિનાના છે.

# પ્રકરણ ૫ મું.

## પરબ્રહ્મનું સ્વરૂપ.

૧૩૩. પુષ્ટિશબ્દ પ્રભુની કૃપા કે અનુગ્રહના અર્થમાં શ્રીવલ્લભાચાર્યજીએ વાપર્યો એવું ઉપર બતાવી ગયા છીએ. સર્વશક્તિમાન્ પરબ્રહ્મ, પરમાત્મા, ભગવાનની અનન્ય–અવ્યભિચારિણી ભક્તિ કરી, તેમની કૃપા મેળવવી એવો જીવનો ધર્મ છે, તેવી આજ્ઞા તેઓશ્રીએ પોતાના ગ્રન્થમાં પુનઃ પુનઃ કરી છે. વેદ પણ આવીજ આજ્ઞા પુનઃ પુનઃ કરે છે, એવું આ ગ્રન્થની શરૂઆતના ભાગમાં સંખ્યાબંધ પ્રમાણો આપી અને સ્વામી દયાનંદજીની કબૂલતથી આપણે પ્રતિપાદન કરેલું છે. શ્રીકૃષ્ણ પરબ્રહ્મ, પરમાત્મા, ભગવાન છે એવો શ્રીવલ્લભાચાર્યજીનો સિદ્ધાન્ત છે. શ્રુતિ, ભાગવત, ગીતા વગેરે પ્રમાણ તરીકે મનાતા ગ્રન્થો પણ તેજ સિદ્ધાન્ત નિઃસંદિગ્ધપણે પુનઃ પુનઃ પ્રતિપાદન કરે છે. હવે પરબ્રહ્મનું સ્વરૂપ શુદ્ધાદ્વૈતમાં શ્રીવલ્લભાચાર્યજીએ અને આ સંપ્રદાયના આચાર્યશ્રીઓએ કેવું માન્યું છે, તે વિષયમાં આપણે પ્રવેશ કરીએ છીએ અને આ વિષય વિષે લખતાં

શ્રુતિ તથા ગીતાનાં સંખ્યાબંધ પ્રમાણો આપી એવું પ્રતિપાદન કરીશું કે પરબ્રહ્મના સ્વરૂપ વિષે આ સંપ્રદાયના આચાર્યશ્રીઓએ જે વિચારો બતાવ્યા છે તે વેદાનુકૂલ અને વેદપ્રતિપાદિત છે અને તેની સાથે એમ પણ બતાવીશું કે તેમણે બતાવેલા વિચારોજ વેદપ્રતિપાદિત છે, અન્ય નહીં. પરબ્રહ્મના સ્વરૂપ વિષે શુદ્ધાદ્વૈતમાં બતાવેલા દરેક વિચારની પુષ્ટિમાં શ્રુતિ, બ્રહ્મસૂત્ર તથા ગીતાજીમાંથી જે પ્રમાણો ટાંકવામાં આવે તેનું દુરાગ્રહનો ત્યાગ કરી, વિવેકબુદ્ધિનો સદુપયોગ કરી, શુદ્ધબુદ્ધિથી મનન કરવામાં આવશે તો આપનો પણ એવોજ નિશ્ચય થશે એમ હું માનું છું.

૧૩૪ જે પરમતત્ત્વને શ્રુતિમાં પરબ્રહ્મ કહ્યું છે તેજ પરમતત્ત્વને પરમાત્મા, ભગવાન, પુરુષ, પુરુષોત્તમ શ્રુતિ, ગીતા તથા ભાગવતમાં કહેવામાં આવેલું છે. પરમતત્ત્વ, પરબ્રહ્મ, પરમાત્મા અગર ભગવાનથી ભિન્ન નથી, પરંતુ એકજ પરમતત્ત્વનાં આ બધાં જુદાં જુદાં નામો છે.

૧૩૫ પરબ્રહ્મના સ્વરૂપ વિષે "તત્ત્વદીપનિબંધ" વગેરે ગ્રન્થોના જે શ્લોકોમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પોતાના વિચારો જણાવ્યા છે, તે શ્લોકો એકજ સ્થળે ટાંકવાને બદલે તેમાં બતાવેલા વિચારોનું પૃથક્કરણ કરી તેઓશ્રીનો દરેક વિચાર પ્રથમ જણાવી તેનું શ્રુતિ તથા ગીતાજી વગેરે ગ્રન્થોનાં પ્રમાણો આપી સમર્થન કરીશું.

૧૩૬ પરબ્રહ્મ પરમાત્મા એક છે, મહાન્ છે, પર છે, ઉત્તમ છે, અદ્વિતીય છે, અને અક્ષરથી પણ અતીત છે; આવો વિચાર પરબ્રહ્મનું સ્વરૂપ તથા તેનાં લક્ષણો બતાવતાં શ્રીવલ્લભાચાર્યજીએ અને તેમની પછીના આચાર્યશ્રીઓએ ઘણે ઠેકાણે બતાવ્યો છે.

બ્રહ્મ એક, અદ્વિતીય, પર છે.

૧૩૭ શ્રુતિ પણ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં અનેક સ્થળે આજ્ઞા કરે છે કે બ્રહ્મ એક છે, અદ્વિતીય છે, જ્યેષ્ઠ છે, મહત્ છે, મોહોટાથી મોટું છે. બ્રહ્મની બરોબરી કરી શકે એવું અગર તેનાથી અધિક કશું નથી. બ્રહ્મ અવ્યક્તથી પર છે. બ્રહ્મથી પર કશું નથી; બ્રહ્મ અક્ષરથી પણ અતીત છે બ્રહ્મ એજ છે; નિત્ય છે તે સનાતન છે; અનુપમ છે તેની પુષ્ટિમાં નીચેનાં થોડાં પ્રમાણો તરફ લક્ષ ખેંચવામાં આવે છે.

**यो भूतं च भव्यं च xxxतस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः। ( अथर्ववेद, कांड १० प्र पा २३. अनु. ४ मं. १.) यस्य भूमिः xxx तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः (मं. ३२) यस्य सूर्यश्चक्षुः XXX तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः (मं ३३) यस्य वातः xxx तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ( मं ३४ ) न द्वितीयो न तृतीश्चतुर्थो नाप्युच्यते। न पंचमो न षष्ठः सप्तमो नाप्युच्यते। नाष्टमो न नवमो दशमो नाप्युच्यते।**

**અર્થ**—પરમાત્માને, બીજો, ત્રીજો, ચોથો, પાંચમો, છઠો, સાતમો, આઠમો, નવમો દશમો પણ કહેવાતો નથી. (અથર્વ. કાં.-૧૩, અનુ-૪. મં.-૧૬-૧૭-૧૮.)

**स एक एव एकवृदेक एव सर्वे अस्मिन् देवा एकवृतो भवन्ति.**

**અર્થ**—તે એકજ છે, એકજ છે, એકજ છે. તેના વિના અન્ય કોઇ નથીજ. સર્વે દેવો આ એક પરબ્રહ્મનુંજ અવલંબન કરે છે.

विश्वतश्चक्षुः ××× द्यावाभूमी जनयन् देव एकः

સર્વ વિશ્વના કર્તા પ્રભુ એકજ છે. ( યજુ. અ. ૧૭. મં. ૧૯.)

न मृत्युरासीदमृतं ××× तदेकं तस्माद्धान्यन्न परः किंचनास.

જે વખતે મૃત્યુ કે જીવન, રાત્રિ કે દિવસ નહોતા તે વખતે ફક્ત પરબ્રહ્મ પરમાત્માજ હતા.

को अद्धावेदक इह + + + यत आबभूव ।

વિવિધ સૃષ્ટિ કેનાથી થઇ ? તે તો જેનાથી સૃષ્ટિ થઇ છે તે પરબ્રહ્મજ જાણે છે.

पुरुषः पुरिषादः ॥ यस्मात् परं नापरमस्ति किंचिद्यस्मान्नाणीयो न ज्यायोस्ति किंचित् ॥

**અર્થઃ**—પરમાત્માથી ઉત્તમ કોઇ વસ્તુ છેજ નહિ; તેનાથી કોઇ વસ્તુ નાની અગર મોટી નથી; પોતે **એક જ અદ્વિતીય છે.**

પરબ્રહ્મ "एकम्" છે. "एक" છે. ( ઇશાવાસ્ય, કઠ અને શ્વેતાશ્વેતર. ઉ.

न तत्समश्चाभ्यधिकश्च दृश्यते । પરમાત્માના જેવા અને તેમનાથી અધિક કોઇ નથી.

अव्यक्तात्पुरुषः परः ॥ पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः

અવ્યક્તથી પુરુષ પર છે. પુરુષથી પર કશું નથી, પરાકાષ્ઠા અને તેજ પરા ગતિ છે.

शुद्धो देव एको नारायणो न द्वितीयोऽस्ति कश्चित् ।

પરમાત્મા નારાયણ દેવ અદ્વિતીય છે. ( નારાયણ. ઉ. કઠ, અને મહાનારાયણ ઉપ. )

एकमेवाऽद्वितीयं ब्रह्म नेह नानाऽस्ति किंचन

એક અને અદ્વિતીય બ્રહ્મ છે તેમનાથી જુદું કશું નથી. ( મહાનારાયણ ઉપ. )

"परात्परमं पुरुषम्" ( મુંડક. ઉ. ) પરથી પરમ પુરુષ છે.

"एतत्क्षराक्षरातीतम्" (યોગ શિખા, ઉપ.) ક્ષર અને અક્ષરથી પણ તે અતીત (પર) છે.

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥

ક્ષર, અક્ષરથી અતીત હું ( કૃષ્ણ ) પુરુષોત્તમ છું. "मत्तः परतरं नान्यत् किंचिदस्ति" ( ગી. ૭–૭ ) મારાથી પર કશું નથી.

आत्मा वा इदमेकमेवाग्र आसीन्नान्यत्किंचन । પૂર્વે પરબ્રહ્મજ હતા. અન્ય કશું નહોતું.

सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । હે સૌમ્ય, પૂર્વે આ સર્વ સતજ હતું. એક અને અદ્વિતીય છે.

'अनूपम्" ( યોગશિખા ઉપ. ) તે ઉપમા વિનાનું છે.

પ્રભુ અજ છે, નિત્ય છે, અમર છે એવું શ્રુતિમાં તથા ગીતામાં ઘણે ઠેકાણે કહ્યું છે.

अजोऽपि सन्नव्ययात्मा । ( ગી. ૪. ૬. ) मामजमव्ययम् । ( ગી. ૭. ૨૫. ) यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ॥ भूतादिमव्ययम् ( ગી. ૯. ૧૩. ) अनादिमत् ( ગી. ૧૩. ૧૨. )

૧૩૮ જે પરમ તત્ત્વ પરબ્રહ્મને વેદ એક, અદ્વિતીય, પર કહે છે તેજ પરબ્રહ્મને સર્વશક્તિમત્ આત્મતંત્ર, સ્વતંત્ર, સર્વના આધાર, સર્વકર્તૃ, સધર્મક શુદ્ધાદ્વૈતમાં માન્યું છે. પરમતત્ત્વ પરબ્રહ્મને બહુરૂપે થવાની ઇચ્છા થઇ તેથી તેજ પોતાની શક્તિથી જગદ્રૂપ બન્યા છે. પરબ્રહ્મને વશ માયા છે, પરંતુ કર્તું-અકર્તું, અન્યથાકર્તું સમર્થ એવા પરબ્રહ્મ માયાને વશ નથી અને કદી હોઇ શકે પણ નહિ. પરબ્રહ્મજ જગતનું સમવાયિ અને નિમિત્ત કારણ છે. પરબ્રહ્મનું માહાત્મ્ય એવું અગાધ છે કે તે કોઇ વખત પોતાનામાં અને કોઇ વખત પોતે રચેલી સૃષ્ટિમાં રમણ કરે છે. અચિંત્ય અને પરમ અદ્ભુત કાર્ય કરવાવાળા પરબ્રહ્મ છે. અવિકૃત પરબ્રહ્મ સર્વકર્તૃ છતાં તેમનામાં વૈષમ્ય અગર નૈર્ઘૃણ્યનો દોષ નથી અને અવિકૃતજ રહે છે. આવિર્ભાવ અને તિરોભાવ શકિત પરબ્રહ્મનીજ છે અને આ શકિત અને પરબ્રહ્મની વચ્ચે અભેદ છે. પરબ્રહ્મ અને પરબ્રહ્મના ધર્મો વચ્ચે પણ અભેદ છે. શુદ્ધાદ્વૈતમાં એક અદ્વિતીય પરમ તત્ત્વનોજ સ્વીકાર કરવામાં આવે છે. પરમ તત્ત્વ પરબ્રહ્મથી ભિન્ન કશું નથી, કારણ બ્રહ્મ અને કાર્યસૃષ્ટિ વચ્ચેનો અભેદ છે. તેથી જગત બ્રહ્મરૂપજ છે,* માયિક અગર મિથ્યા નથી. મિથ્યા તો અહંતામમતાત્મક સંસાર છે.

બ્રહ્મ સર્વકર્તૃ છે.

૧૩૯ શુદ્ધાદ્વૈતનો ઉપર પ્રમાણે બ્રહ્મ સર્વકર્તૃ, સર્વશકિતમત્ વગેરે છે એવો સિદ્ધાન્ત છે, એવું બતાવવા, આ સંપ્રદાયનાં ગ્રન્થોમાંથી થોડાં પ્રમાણો પ્રથમ નીચે ટાંકીશું.

ઉપલા સિદ્ધાન્તની પુષ્ટિમાં આ સંપ્રદાયના ગ્રન્થો-માંથી પ્રમાણો.

"जगत्कर्ता," "आदिकर्ता," "नानासृष्टिप्रवर्तकः" "अनेककल्पकर्ता" "साक्षात्सर्वजगत्कर्ता" "वेदकर्ता" "प्रतिसर्गजगत्कर्ता" (પુરુષોત્તમનામસહસ્રમ્)

"बहु स्यां प्रजायेयेति वीक्षा तस्य ह्यभूत् सती । तदिच्छा मात्रतस्तस्माद्ब्रह्म....तदिच्छया

**અર્થ**:—હું બહુરૂપે થાઉં એવી (તેને) બ્રહ્મને ઇચ્છા થઇ તેથી તેની ઇચ્છા માત્રથીજ તેમાં (બ્રહ્મ) માંથી.

"प्रपचो भगवत्कार्यस्तद्रूपो मायया‌ऽभवत् ॥ तच्छक्त्या ।"

**અર્થ**:—આ દૃશ્યમાન જગદાદિ ભગવાનનું કાર્ય છે, ભગવાન્ પોતે પોતાની **માયાશકિતથી** જગદ્રૂપ થયા.

"जगतः समवायि स्यात् तदेव च निमित्तकम्"

**અર્થ**:—બ્રહ્મ જગતનું સમવાયિ (ઉપાદાન) કારણ છે અને તેજ તેનું નિમિત્ત કારણ પણ છે.

"यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा । स्यादिदं भगवान् साक्षात् प्रधानपुरुषेश्वरः" ॥

જેમાં આ સર્વ છે, જેનાથી આ સર્વ છે, જેમાંથી આ સર્વ છે, જેનું આ સર્વ છે, જેને માટે આ સર્વ છે, જે જે જેવી રીતે અને જ્યારે જ્યારે આ છે તે સર્વ સાક્ષાત્ પ્રધાન પુરુષેશ્વર ભગવાન્ છે.

---

* આનું "જગતનું સ્વરૂપ" આ મથાળા નીચે સ્પષ્ટીકરણ કરવામાં આવશે.

" ब्रह्मैव सर्वं भवति " ( પત્રાવલંબન ) અર્થ:-બ્રહ્મજ જે છે તે સર્વ થાય છે.

" वस्तुतो ब्रह्म सर्वं हि " અર્થ:-સર્વ નિશ્ચય બ્રહ્મજ છે.

" तदेवैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम् । " ( સિદ્ધાન્ત-મુક્તાવલી )

**અર્થ**:—બ્રહ્મજ જગદ્રૂપ થાય છે એવો શ્રુતિનો સિદ્ધાન્ત છે.

" अखंडाद्वैतभाने तु सर्वं ब्रह्मैव नान्यथा । " ( ત. નિ. શ્લો. ૯૭ )

**અર્થ**:—પણ જ્યારે અખંડ અદ્વૈતનું ભાન થાય છે ત્યારે સર્વ બ્રહ્મજ (જણાય) છે.

" भिन्नत्वं नैव युज्येत ब्रह्मोपादानतः क्वचित् " „ „ ૯૮ )

**અર્થ**:—બ્રહ્મજ જગતનું ઉપાદાન કારણ હોવાથી તેનાથી કોઇ પણ વસ્તુ ભિન્ન છે, એમ કહેવું એ કોઇ રીતે યુક્ત નથી.

" सर्वं ब्रह्मात्मकं विश्वम् " સર્વ વિશ્વ બ્રહ્મરૂપજ છે. ( શુદ્ધાદ્વૈતમાર્તંડ શ્લો. ૫ )

" सर्वं हि ब्रह्मरूपं सनातनम् " ખરેખર સર્વ સનાતન બ્રહ્મરૂપ છે. ( „ શ્લો. ૬ )

" कार्यस्य ब्रह्मरूपस्य ब्रह्मैव स्यात्तु कारणम् । " „ શ્લો. ૬ )

**અર્થ**:—બ્રહ્મરૂપ કાર્ય (જગત) નું કારણ તો બ્રહ્મજ છે બ્રહ્મ સર્વકર્તૃ છે **"सर्वकर्तृ"** અને સચ્ચિદાનંદરૂપ બ્રહ્મથી આ જગત થયું છે **"सच्चिदानन्दरूपं हि ब्रह्म तस्मादिदं जगत्"**

આ શુદ્ધાદ્વૈતમાં કાર્ય ( જગત ) અને કારણ ( બ્રહ્મ ) નું ઐક્ય છે. બીજા મતમાં તેમ નથી " कार्यकारणयोरैक्यं स्वमते न परे मते " બ્રહ્મ અને બ્રહ્મની શક્તિનો અભેદ છે " तत्र भेदो न चैवास्ति शक्तेर्ब्रह्मत्वनिश्चयात् " ધર્મ અને ધર્મીનો પણ અભેદ છે.

" व्यासैस्तु प्रकृतेः सर्वकारणत्वं तिरस्कृतम् । ब्रह्मणः समवायित्वं निमित्तत्वं निरूप्यते " ॥

**અર્થ**:—બ્રહ્મજ સર્વ વસ્તુનું સમવાયિ અને નિમિત્ત કારણ છે એવું નિરૂપણ કરીને વેદવ્યાસજીએ પોતેજ પ્રકૃતિ સર્વ વસ્તુનું કારણ હોવાના વિચારનો તિરસ્કાર કર્યો છે.

आविर्भावतिरोभावौ पदार्थानां यतस्ततः ।

**અર્થ**:—બ્રહ્મમાંથી પદાર્થોનો આવિર્ભાવ અને તિરોભાવ થાય છે. પદાર્થો નિત્ય છે, અનિત્ય નથી **"नानित्यता तु विज्ञेया"** બ્રહ્મ માયાને વશ નથી પણ માયા તેમને વશ છે **" सर्वाधारवश्यमायमानंदाकारमुत्तमम् "** ( ત. નિ. ૭૧ ) બ્રહ્મ કોઇ વખત પોતાનામાં રમણ કરે છે અને કોઇ વખત પોતાની સૃષ્ટિમાં સુખેથી રમણ કરે છે. **" कदाचिद्रमते स्वस्मिन् प्रपंचेऽस्मिन् क्वचित् सुखम् "** બ્રહ્મ " આત્મતંત્ર " " સ્વતંત્ર " છે. પરબ્રહ્મ પરમાત્મા ભગવાન્ સર્વશકિતમાન્ છે. તેમનું માહાત્મ્ય અનંત અને અદ્‌ભુત છે. તેમનાં કાર્ય અચિંત્ય અને પરમાદ્‌ભુત છે.

" सर्वशक्ति, " " सर्वसामर्थ्यमेव, " सर्वसामर्थ्यसहितः " सर्वशक्त्येकम् , " " अचिंत्य-कार्यकर्ता " " परमाद्भुतकार्यकृत् , " " अनंताद्भुतमाहात्म्यः "

એક અદ્વિતીય બ્રહ્મજ સર્વકર્તૃ છે એવું સમર્થન કરનારાં શ્રુતિ વગેરેમાંથી પ્રમાણો.

૧૪૦ જે પરબ્રહ્મ પરમાત્માને વેદમાં અને શુદ્ધાદ્વૈતમાં એક, અદ્વિતીય પરાત્પર, અક્ષરથી પર કહ્યા છે **તેજ** પરબ્રહ્મમાંથી ભિન્ન ભિન્ન સૃષ્ટિનો આવિર્ભાવ થાય છે. તેજ બ્રહ્મ સૃષ્ટિની સ્થિતિ રાખે છે, તેજ તેનો સંહાર કરે છે. તેજ સર્વકર્તૃ છે, તેજ સર્વશક્તિમત્ છે તેજ આત્મતંત્ર છે, તેનેજ માયા વશ છે, આવો શુદ્ધાદ્વૈતનો જે સિદ્ધાન્ત શ્રુતિ, ગીતાજી, બ્રહ્મસૂત્ર, અને ભાગવતનો છે એવું નીચેનાં સંખ્યાબંધ પ્રમાણો લક્ષમાં લેવાથી સહજ જણાશે.

**एकाकी न रमते स द्वितीयमैच्छत् ।** ( મુક્તિક. ઉ. પા. ૫૬૭ )

**અર્થ**:—એકલા રમણ કરતા નથી તેથી બીજાની ઇચ્છા કરી. **एकोहं बहुस्याम्** હું (બ્રહ્મ) એક ઘણાં રૂપે થાઉં. **क्रीडार्थं रचितं जगत् मया** (બ્રહ્મે) ક્રીડા કરવા જગત રચ્યું છે. **सर्वपरिपूर्णो नारायणस्त्वनया निजया क्रीडति स्वेच्छया सदा** ( મહાનારાયણ ઉ. પા. ૪૮૧ )

**અર્થ**:—સર્વપરિપૂર્ણ એવા પરબ્રહ્મ નારાયણ પોતાની ઇચ્છાથીજ ક્રીડા કરે છે.

**यश्च विश्वं सृजति विश्वं बिभर्ति विश्वं भुक्ते स आत्मा** ( શાંડિલ્ય ઉ. પા. ૫૫૫ )

**અર્થ**:—જે વિશ્વને સૃજે છે, ધારણ કરે છે, અને તેને ગળી જાય છે તે આત્મા છે.

**स सर्वकारणमूलं विराट्-स्वरूपो भवति । सर्वव्यापको भवति । विविधविचित्राऽनन्तजगदाकारो भवति । अस्यैकैकरोमकूपान्तेरष्वनन्तकोटिब्रह्मांडानि स्थावराणि च जायन्ते । नारायणादखिललोकाश्च जायन्ते । नारायणादिन्द्रो जायते नारायणात्सर्वे देवाश्च जायन्ते । नारायणाद्द्वादशादित्यास्सर्वे वसवस्सर्वे ऋषयस्सर्वाणि भूतानि सर्वाणि छन्दांसि नारायणादेव समुत्पद्यन्ते नारायणात्प्रवर्तन्ते नारायणे प्रलीयंते ।** ( મહાનારાયણ ઉપ. પા. ૪૭૬. )

**અર્થ**:—તે સર્વ કારણના મૂળરૂપ એવા બ્રહ્મ વિરાટ્રૂપે થાય છે. સર્વવ્યાપક થાય છે. વિવિધ વિચિત્ર અને અનંત જગદ્રૂપ થાય છે. આના એક એક રોમના છિદ્રમાં કરોડો બ્રહ્માંડ તથા સ્થાવર પદાર્થો ઉત્પન્ન થાય છે. નારાયણથી સર્વ લોક ઉત્પન્ન થાય છે. નારાયણથીજ ઈંદ્ર ઉત્પન્ન થાય છે. અને નારાયણથીજ સર્વ દેવ ઉત્પન્ન થાય છે. નારાયણથીજ દ્વાદશ (બાર) આદિત્ય ( સૂર્યો ) સર્વ (આઠ) વસુઓ, સર્વ ઋષિઓ, સર્વ પ્રાણીઓ, સર્વ છંદો ઉત્પન્ન થાય છે. નારાયણથીજ પ્રવર્ત્તે છે અને નારાયણમાંજ લય પામે છે. પ્રજાને સરજું એવી નારાયણ પુરુષને ઇચ્છા થઇ "**पुरुषो ह वै नारायणोऽकामयत ॥ प्रजाः सृजेयेति.** નારાયણમાંથી પ્રાણ, મન તમામ ઈંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ પૃથ્વી, બ્રહ્મા, રુદ્ર, ઇન્દ્ર, પ્રજાપતિ થયા. "**प्रजायते**" આદિત્યો, રુદ્રો, વસુઓ, તમામ છંદો નારાયણથીજ ઉત્પન્ન થયા છે, નારાયણ તેની સ્થિતિ રાખે છે અને તે નારાયણમાંજ લીન થઇ જાય છે. "**नारायणादेव समुत्पद्यन्ते । नारायणात्प्रवर्तन्ते ॥ नारायणे प्रलीयन्ते ।**" જે થયું છે, થવાનું છે અને છે તે તમામ નારાયણજ છે **नारायण एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम्** " ( નારાયણ. ઉ. પા. ૨૦. )

પ્રભુ પ્રાણી માત્રને સરજીને તેમાં પ્રવેશ કરીને રહે છે.

" सर्वभूतादीनि सृष्ट्वा प्रविश्यास्ते " ( નૃસિંહતાપિની. ઉ. )

यथोर्णनाभिः सृजते गृह्णते च । तथाक्षरात्सम्भवतीह विश्वम् ॥ ( મુંડક ઉ. પા. ૨૦. )

**અર્થ**:—જેવી રીતે કરોળીઓ પોતાનામાંથીજ લાળને ઉત્પન્ન કરે છે અને પુનઃ તેનું ગ્રહણ કરે છે, અર્થાત્ ગળી પણ પોતેજ જાય છે, તે પ્રમાણે અક્ષરમાંથીજ આ વિશ્વની ઉત્પત્તિ થાય છે. તાત્પર્ય કે વિશ્વ અક્ષરમાંથીજ ઉત્પન્ન થાય છે, અને અક્ષરમાંજ લય પામે છે. एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् ॥ स आत्मा स विज्ञेयः" ( માંડૂક્ય. ઉ. પા. ૨૫. )

**અર્થ**:—આજ સર્વનો ઇશ્વર છે, સર્વજ્ઞ છે, આજ અન્તર્યામી છે. આજ સર્વનું ઉત્પત્તિસ્થાન છે. અને સર્વ વસ્તુમાત્રનું ઉદ્‌ભવસ્થાન; તેમજ લયસ્થાન પણ આજ છે. તે જ આત્મા છે. તેજ વિશેષતાથી જાણવા યોગ્ય છે.

બહુરૂપે થાઉં એવી પ્રભુને ઇચ્છા થઇ सोऽकामयत । बहु स्यां प्रजायेयेति ।—જે કાંઇ આ તમામ છે તેને પરબ્રહ્મે સરજ્યું. " इदं सर्वमसृजत । यदिदं किंच । તેને સરજીને તેમાં પ્રવેશ કર્યો तत्सृष्ट्वा तदेवानुप्राविशत्. " तदात्मानं स्वयमकुरुत. " एष ह्येवानन्दयाति.

यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति ।

यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्‌ब्रह्मेति ॥

જેમાંથી આ સર્વ ભૂતમાત્ર ઉત્પન્ન થાય છે; જેનાથી તેઓ જીવે છે. અને જેમાં તેઓ અંતે પ્રવેશ કરે છે. તે બ્રહ્મ છે એમ તું ( હે પુત્ર ભૃગુ ! ) જાણ.

आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत्किंचनामिषत्स

ईक्षत लोकान्नुसृजा इति स इमांल्लोकानसृजत "

**અર્થ**:—સૃષ્ટિનાં પૂર્વકાળમાં આ આત્મા એકજ હતો. અન્ય બીજું કાંઇ હતું નહિ. તેણે પ્રાણીને હું સર્જું એવી ઇચ્છા કરી. તેણે આ લોકોને ઉત્પન્ન કર્યા.

" एकमेवाद्वितीयं तदैक्षत बहु स्यां प्रजायेयेति "

**અર્થ**:—તે એકજ અને અદ્વિતીય હતું. તેણે હું બહુ થાઉં અને પ્રજા ઉત્પન્ન કરૂં એવી ઇચ્છા કરી. તેમાંથી તેજ, જલ વગેરે થયાં.

" नामरूपे व्याकरवाणि । નામ અને રૂપને પ્રકાશ (વ્યક્ત) કરૂં.

" सोऽकामयत द्वितीयो म आत्माजायतेति "

**અર્થ**:—તેણે ઇચ્છા કરી કે, હું બ્રહ્મ બે રૂપે થાઉં ( એટલે હું એક છું તેમાંથી બે થાઉં ).

" तेनात्मनेदं सर्वमसृजत यदिदं किंच "

**અર્થ**:—જે કાંઇ છે તે સર્વ બ્રહ્મેજ સર્જ્યું છે. તેણે યજુઃ સામ, ઋગ્વેદ, છંદો, યજ્ઞો, પ્રજા, પશુઓ, દેવો વગેરેને સર્જ્યા असृजत તેજ તેને ધારણ કરે છે અને તેજ (બ્રહ્મ) તેને ગળી જાય છે. " सर्वं वा अत्ति." ( બૃહદારણ્યક. ઉ. પા. ૧૦૬. )

विश्वस्य स्रष्टारमनेकरूपं । स एव काले भुवनस्य गोप्ता विश्वाधिपः ॥

**અર્થ**:—બ્રહ્મ વિશ્વના સ્રષ્ટા અને અનેકરૂપ છે. બ્રહ્મજ ભુવનના ગોપ્તા અને વિશ્વના અધિપતિ છે.

न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते । परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥ एको वशी निष्क्रियाणां बहूनामेकं बीजं बहुधा यः करोति ॥ तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति स विश्वकृद्विश्वविदात्मयोनिः । स सर्वगो भुवनस्यास्य गोप्ता. ( શ્વેતાશ્વેતર. ઉ. પા. ૧૮૬. )

**અર્થ**:—તેનું કાંઇ કાર્ય નથી; તેમજ તે કાર્ય કરવા વાસ્તે તેને કોઇ સાધન પણ નથી. તેના સમાન કોઇ નથી. તેમજ તેનાથી અધિક પણ કોઇ જોવામાં આવતો નથી. આ પરમાત્માની ઉત્તમ એવી વિવિધ પ્રકારની શ્રુતિમાં કહેલી જ્ઞાન તથા ક્રિયાશક્તિ સ્વાભાવિક છે. ( માયાથી જણાય છે, અગર આરોપાય છે તેમ નહિ. ) તે એક છે. વશી છે. તે એક બીજને બહુ પ્રકારે કરે છે. તે પ્રકાશે છે ત્યારેજ સર્વ તેની પછી પ્રકાશે છે. તેના તેજથી આ સર્વ પ્રકાશે છે. (આ) વિશ્વનો કર્તા છે. વિશ્વનો જ્ઞાતા છે. આત્મયોનિ છે. ( પોતાનું કારણ પોતેજ છે. અન્ય જેતું કારણ નથી એવા છે ). તે સર્વત્ર ગતિવાળો છે. અને આ ભુવનનો રક્ષક છે.

" एको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव "

**અર્થ**:— જે આ ભુવન ( જગતમાં ) પ્રવેશ કરીને જુદા જુદા રૂપે થયો.

" एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति "

**અર્થ**:—જે એક છે, સર્વને વશ કરનાર છે, સર્વ ભૂતનો અન્તરાત્મા છે અને જે એક રૂપને ઘણે પ્રકારે કરે છે.

तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ( કઠ ઉ. પા. ૧૧ ).

**અર્થ**:—તે પ્રકાશે છે, તે પછીજ સર્વ તેની પછી પ્રકાશે છે. તેના તેજથી આ સર્વ પ્રકાશે છે.

" स हैतावानास " આત્માજ ખરેખર જગદ્રૂપ થયા છે.

पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भाव्यम्

જે દેખાય છે તે. જે થઇ ગયું છે તે, અને જે થવાનું છે તે તમામ પુરુષરૂપજ છે.

પરબ્રહ્મ પરમાત્માને વેદમાં પ્રજાપતિ પણ કહ્યા છે. તેમણે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકારનું જગત્ સરજ્યું છે.

"यत्परममनवमं यच्च मध्यमं प्रजापतिः ससृजे विश्वरूपम् "॥

**અર્થ**:—જે પર ( ઉત્તમ ) છે, મધ્યમ છે, અને કનિષ્ઠ છે. એવા આ વિશ્વરૂપ જગત્ને પ્રજાપતિએ ઉત્પન્ન કર્યું. દેવો, પિતૃઓ મનુષ્યો, ગન્ધર્વો, અપ્પસરાઓ વગેરે સૌને પ્રભુએજ પોતાના સામર્થ્યથી ઉત્પન્ન કર્યાં છે.

" देवाः पितरो मनुष्या गन्धर्वाप्सरसश्च ये । उच्छिष्टाज्जज्ञिरे सर्वे "

प्रजापतिश्चरति गर्भे अन्तरजायमानो बहुधा विजायते...तस्मिन् ह तस्थुर्भुवनानि विश्वा ॥

**અર્થ**:—તે પ્રજાપતિ ગર્ભની અંદર (જલમાં) વિચરે છે. અને ઉત્પન્ન થઈને બહુ પ્રકારે થાય છે. તેમાં સર્વભુવન રહેલાં છે. વ્યાપક, પરમેશ્વર વિષ્ણુને વેદમાં યજ્ઞ કહ્યા છે. " यज्ञो वै विष्णुः " પરબ્રહ્મ–પરમાત્મા–યજ્ઞમાંથી અન્ન ઘૃતાદિ તમામ પદાર્થો, પશુઓ, વાયુમાં રહેનારા પક્ષીઓ, અરણ્યમાં તથા ગામમાં રહેનારા તમામ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.

" तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं पृषदाज्यम् । पशूँस्ताँश्चक्रे वायव्यानारण्या ग्राम्याश्च ये " ॥

સર્વવ્યાપક વિષ્ણુ–યજ્ઞથી વેદ, ઋચાઓ, છંદો ઉત્પન્ન થયા છે.

तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे । छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥

તે પરબ્રહ્મ પુરુષ, યજ્ઞ આરંભથીજ છે. " तं यज्ञं पुरुष जातमग्रतः ( યજુ. અ. ૩૧ )

પરમાત્મા પુરુષનાં મુખમાંથી, બાહુમાંથી, સાથળમાંથી અને પગમાંથી શું શું ઉત્પન્ન થયું છે એવો પ્રશ્ન યજુર્વેદ, અ. ૩૧ માં પુછવામાં આવ્યો છે તેના ઉત્તરમાં તેજ અધ્યાયમાં કહ્યું છે કે પરમાત્માના મુખમાંથી બ્રાહ્મણો થયા છે. બાહુમાંથી ક્ષત્રિયો, સાથળમાંથી વૈશ્ય અને પગમાંથી શૂદ્રો થયા છે. પ્રભુના મનમાંથી ચંદ્રમા, ચક્ષુથી સૂર્ય સ્તોત્રથી વાયુ અને પ્રાણ, મુખથી અગ્નિ, નાભિથી અંતરિક્ષ, મસ્તકથી સૂર્યાદિ પ્રકાશ કરનાર લોક, પગથી ભૂમિ, શ્રોત્રથી દિશાઓ ઉત્પન્ન થઈ. એવી રીતે તમામ લોક તેનાંજ સામર્થ્યથી થયા છે, નાના પ્રકારની સૃષ્ટિ પ્રભુમાંથીજ થઇ છે.

ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનું આખું વિશ્વ છે તે સર્વ શક્તિમાન પ્રભુનો મહિમા છે. પણ પ્રભુનું સામર્થ્ય તેટલુંજ છે એમ માનવું નહિ. વિશ્વથી પણ પ્રભુનું સામર્થ્ય ઘણું મોટું છે. વિશ્વ તો પ્રભુના એક પદમાંજ રહેલું છે.

" एतावानस्य महिमाऽतो ज्यायांश्च पुरुषः पादोस्य विश्वा भूतानि " ( યજુ. અ. ૩૧ )

" इयं विसृष्टिर्यत आबभूव यदि वा दधे यदि वा न यो अस्याध्यक्षः "

**અર્થ**:—જે વિવિધ પ્રકારની સૃષ્ટિ આપણા જોવામાં આવે છે તે તમામ બ્રહ્મથીજ ઉત્પન્ન થઇ છે બ્રહ્મજ તેની સ્થિતિ રાખે છે અને તેનો સંહાર પણ તેજ કરે છે. બ્રહ્મ સર્વ વિશ્વના અધ્યક્ષ છે.

આ દશ્ય વિશ્વનો આવિર્ભાવ થયો તે પહેલાં અસત્ નહોતું, સત્ નહોતું, પૃથ્વી આદિ નહોતાં. " ना सदासीन्नो सदासीत्तदानीं, नासीद्रजो नो व्योमापरो यत् ॥ " તે વખત ( સૃષ્ટિ ઉત્પન્ન થઇ તેપહેલાં ) મૃત્યુ કે જીવન નહોતાં. " न मृत्युरासीदमृतम् । " રાત્રિ દિવસ પણ નહોતાં. " न रात्र्या अह्न आसीत्प्रकेतः । " **ફક્ત પરબ્રહ્મ પરમાત્માજ હતા. તેમના વિના બીજું કાંઈ પણ નહોતું.** " तदेकं तस्माद्धान्यन्न परः किंचना । " પોતાના સામર્થ્યથીજ જગતને ઉત્પન્ન કર્યું છે. " महिमा जायतैकम् । "

પ્રભુ કલ્પે કલ્પે સૂર્યાદિકને સૃજે છે. " यस्य सूर्यश्चक्षुश्च चन्द्रमा च पुनर्नवः ॥ "

૧૪૧ શ્રુતિમાં જેવી આજ્ઞા કરી છે, તેવીજ આજ્ઞા પરબ્રહ્મ શ્રીકૃષ્ણે શ્રીમુખથી અર્જુનને કરી છે.

## ગીતાજીનાં પ્રમાણો:—

" अहमादिर्हि देवानाम् " ॥ भगवद्गीता अध्याय १० श्लोक २.
" यो मामजमनादिम् " ॥ ,, ,, ३.
" अनादिमत् " ॥ ,, १३ १२.
" चातुर्वर्ण्यं मया सृष्टम् " ॥ ,, ४ १३.
" तस्य कर्तारमपि मां विद्धयकर्तारमव्ययम् " ॥ ,, ४ १३.
" प्रभविष्णुः " ॥ જગતનો ઉત્પન્ન કરનાર ,, १३ १६.
" ग्रसिष्णुः " જગતનો સંહાર કરનાર ,, ,, ,,
" अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा " ॥ ,, ७ ५.
અખિલ જગતનું ઉદ્ભવસ્થાન, તેમજ પ્રલયસ્થાન પણ હુંજ છું.
" बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् "॥ ,, १० ८.
હે પૃથાના પુત્ર, મનેજ સર્વ પ્રાણી માત્રનું સનાતન કારણ જાણ.
" अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते " ॥ ,, १० ८.
હુંજ સર્વનું ઉત્પત્તિ સ્થાન છું, અને સર્વ મારાથીજ પ્રવર્તે છે.
" अहमादिश्च मध्यंच भूतानामंत एव च " ॥ ,, १० २०.
હું જ પ્રાણીઓનો આદિ મધ્ય અને અંત છું.
" अहं बीजप्रदः पिता " ॥ ,, १४ ४
હુંજ બીજ દેનાર પિતા છું.
" प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ ,, ९ १८.
ઉત્પત્તિ સ્થાન, પ્રલય સ્થાન, સ્થિતિ, નાશ અને અક્ષય એવું કારણ હુંજ છું.
" यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन " ॥ ,, १० ३९.
સર્વ પ્રાણીઓનું જે કાંઇ કારણ છે, તે પણ, હે અર્જુન હું જ છું.

૧૧૦ બ્રહ્મસૂત્રમાં શુદ્ધ બ્રહ્મજ જગતનું કારણ છે, અને જગત્ તથા બ્રહ્મનો અભેદ છે, એવું ઘણી જગ્યોએ કહ્યું છે. " जन्माद्यस्य यतः " ॥ " तदनन्यत्वमारंभणशब्दादिभ्यः "

બ્રહ્મસૂત્ર.

૧૪૨ શ્રીમદ્ભાગવતમાં પણ અનેક જગાએ આ સિદ્ધાન્ત પ્રતિપાદન કરવામાં આવ્યો છે. પહેલાજ શ્લોકમાં કહ્યું છે કે " जन्माद्यस्य यतः " પરબ્રહ્મથીજ જગતનાં જન્માદિ થાય છે. " निधानं बीजमव्ययम् "॥ જગતને ઉત્પન્ન થવાનું બીજ પરબ્રહ્મ છે. અને તેજ પ્રલય વખતે લય થવાનું સ્થાન છે. જે પ્રભુની લીલા અકલ છે તે પ્રભુજ આ વિશ્વને સૃજે છે, પાળે

ભાગવતનાં પ્રમાણો.

છે, અને ગળી જાય છે. " इदं विश्वं सृजत्यवत्यत्ति "॥ ( સ્કંધ ૧, અ. ૩, શ્લોક ૩૬. ) નામ તથા રૂપોનો મન તથા વાણીથી વિસ્તાર કરનાર પ્રભુની લીલાને કુબુદ્ધિવાળો કોઇ પુરુષ જાણી શકતો નથી. ( ૧. ૩. ૩૭ ) ગુણોથી લેપાતા નથી એવા પ્રભુ મન વડેજ આખા વિશ્વને સૃજે છે, પાળે છે અને ગળી જાય છે. (૧-૫-૬)

પરબ્રહ્મથી જ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ થાય છે. (૧-૫-૨૦). ભગવાને નારદને કહ્યું છે કે, સૃષ્ટિની પૂર્વે હું જ હતો. મારા વિના બીજું કશું નહોતું. સૃષ્ટિનો લય થયા પછી હું જ રહું છું. જે દેખાય છે તે હું જ છું, અને પ્રલય થયા પછી હુંજ છું.

આ સૃષ્ટિ થઇ તે પહેલાં ભગવાનજ હતા. તે વખતે પરમાત્માજ દ્રષ્ટારૂપ હતા, તેમણે બીજો કોઈ દશ્ય પદાર્થ દીઠો નહિં. ( ૫. ૨૩. ૨૪. )

લય વખતે ભગવાને તમામ લોકને પોતાનામાં લીન થએલા દીઠા. ( ૩. ૮. ૧૨. )

કલ્પની શરૂઆતમાં હરિ પોતેજ બ્રહ્માંડરૂપ થાય છે.

પોતાની અંદર રહેલા જગત્‌ને જે ભગવાન, પોતાના સામર્થ્યથી બહાર કાઢે છે, તેને હું નમું છું. ( ૩. ૧૨. )

પરમાત્મા આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું કારણ છે, કર્દમે મનુને કહ્યું છે કે, આ જગત્ પરમાત્મામાંથી થયું છે, સ્થિતિ તેજ રાખે છે અને લય પણ તેમનામાંજ થાય છે. પ્રભુ પોતાનીજ ઇચ્છાથીજ રચે છે, તેનું રક્ષણ કરે છે, અને તેનો પ્રલય કરે છે. તમામ ચરાચર પ્રભુનું રમકડું છે. ( ૭. ૨. ૩૯. ) " હે પ્રભુ આપ સ્વતંત્ર છો. આપનામાંજ આ જગત્ આદિ કાલમાં હતું, મધ્યકાળમાં પણ આપનામાંજ રહેલું છે. પ્રલય થયા પછી પણ આપનામાંજ રહેશે. આ જગત્‌માં આદિ, મધ્ય તથા અંત આપજ છો."

૧૪૩ શ્રુતિ, ગીતા, બ્રહ્મસૂત્ર તથા શ્રીમદ્‌ભાગવતમાં પ્રતિપાદન કરેલ સિદ્ધાન્તોમાં કોઇપણ જાતનું ન્યૂનાધિક્ય કર્યા વિના ઘણું બારીકીથી દોહન કરી તે ગ્રન્થોનો આધાર લઇ શ્રીવલ્લભાચાર્યજી એવા નિર્ણય ઉપર આવ્યા છે કે પરબ્રહ્મ પરમાત્મા-ભગવાનમાં વિરુદ્ધ ધર્મો અને વિરુદ્ધ ગુણો રહેલા છે. માયાવાદનો એવો મત છે કે બ્રહ્મ તો કેવળ નિર્ગુણ, નિર્ધર્મક, નિરાકાર, જ્ઞેય છે. અને સગુણ અને ઉપાસ્ય તો " માયાશબલ ઇશ્વર " છે, સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્ત્વ, કર્તૃત્વ, વગેરે જે ધર્મો બ્રહ્મમાં જણાય છે તે ખરી રીતે તેના ધર્મો નથી. પણ તે ધર્મોનો માયાવડે બ્રહ્મમાં આરોપ કરવામાં આવે છે. માયાવાદનો આ વિચાર વેદવિરુદ્ધ છે એવો શુદ્ધાદ્વૈતનો મત છે. અને આ સંપ્રદાયના ગ્રન્થોમાં તે વિચારનું ઘણી સારી રીતે અને મારા નમ્ર વિચાર પ્રમાણે નિર્ણયકારક રીતે ખંડન કરવામાં આવ્યું છે. શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ એમ માને છે કે પરબ્રહ્મમાં સર્વ અપ્રાકૃત ધર્મો રહેલા છે. તેથી તેને વેદમાં સગુણ કહ્યું છે. બ્રહ્મના આ ધર્મો નિત્ય છે, સહજ છે, સ્વાભાવિક છે, તે ધર્મો માયાથી બ્રહ્મમાં હોવાનું જણાય છે એમ નહિ. જે બ્રહ્મને વેદ

બ્રહ્મ વિરુદ્ધધર્માશ્રયયુક્ત છે એવો શુદ્ધાદ્વૈતનો સિદ્ધાન્ત છે.

સગુણ, સધર્મક કહે છે તેજ બ્રહ્મમાં પ્રાકૃત ધર્મોનો–ગુણોનો–અભાવ છે, તેથી તેને નિર્ગુણ કહ્યું છે. બ્રહ્મને પ્રાકૃત શરીર અગર પ્રાકૃત ઇંદ્રિયો નથી તેથી તેને વેદમાં નિરાકાર કહ્યું છે. બ્રહ્મનું સ્વરૂપ દિવ્ય, અલૌકિક, અપ્રાકૃત, આનંદઆકારનું રસઘન કહી, વેદ તેજ બ્રહ્મને સાકાર કહે છે. નિર્ગુણ બ્રહ્મ સગુણ બ્રહ્મથી ભિન્ન છે, એવું વેદમાં કોઇ ઠેકાણે કહ્યું નથી. નિરાકાર બ્રહ્મ સાકારથી પૃથક્ છે એવું વેદમાં કોઇ ઠેકાણે કહ્યું નથી. જે પરમ તત્ત્વ બ્રહ્મને નિર્ગુણ અને નિરાકાર કહ્યું છે તેજ બ્રહ્મને વેદ સગુણ અને સાકાર રીતે વર્ણવે છે. જે બ્રહ્મને નિર્ધર્મક વેદ કહે છે તેજ બ્રહ્મને સધર્મક કહેવામાં આવ્યું છે. જે બ્રહ્મને અણુથી અણુ, સૂક્ષ્મથી સૂક્ષ્મ કહેલું છે તેજ બ્રહ્મને મોટાથી મોટું અને જ્યેષ્ઠ કહેલું છે. જે બ્રહ્મને મનથી, વાચાથી, ચક્ષુથી, અગમ્ય અગોચર અદૃશ્ય કહ્યું છે, તેજ બ્રહ્મ યોગથી, ધ્યાનથી, શુદ્ધ ભાવથી અને પ્રભુકૃપાથી ગમ્ય, લભ્ય, ગોચર, અને દૃશ્ય થાય છે એવું કહેલું છે. જે બ્રહ્મને વેદ અજ કહે છે તેજ બ્રહ્મ જન્મ ધારણ કરે છે એમ કહેલું છે. જે બ્રહ્મને કર્તા કહે છે તેનેજ અકર્તા, નિષ્ક્રિય કહે છે. જે બ્રહ્મને વિષ્ણુ કહે છે તેજ બ્રહ્મ ભક્તોનાં હૃદયમાં બીરાજે છે એમ કહ્યું છે. જે બ્રહ્મને 'સર્વકામ' "આત્મક્રીડ" કહ્યું છે તેજ બ્રહ્મ રમણ કરવા, ક્રીડા કરવા, પોતાની ઇચ્છાથી, પોતાની શક્તિથી જગદ્રૂપ થાય છે એમ વેદ કહે છે. જે બ્રહ્મને એકજ, અદ્વિતીય કહ્યું છે તેનેજ વેદ "અનંત મૂર્તિમત્" કહે છે. જે બ્રહ્મને વેદ કૂટસ્થ કહે છે. તેનેજ ચલ કહ્યું છે. જે બ્રહ્મને "અવિભક્ત" કહ્યું છે તેનેજ વિભક્તિમત્ કહ્યું છે. જે બ્રહ્મને વેદ "સ્વયંપ્રકાશ" કહે છે તેની સાથે એમ પણ કહે છે કે ભક્ત સિવાય બીજાને પ્રકાશમાન નથી. જે બ્રહ્મને "બહિ:સ્થ" વેદ કહે છે તેનેજ "અંત:સ્થ" કહેલું છે. આવા પ્રકારનાં અનેક વિરુદ્ધ ધર્મો બ્રહ્મમાં હોવાનું શ્રુતિમાં અનેક સ્થળે કહ્યું છે. ગીતાજીનો એજ સિદ્ધાન્ત છે અને શ્રુતિ, સૂત્ર તથા ગીતામાં જે વિચાર બતાવ્યો છે તેજ શ્રીમદ્ભાગવતમાં પણ બતાવ્યો છે. આ તમામની શ્રીવલ્લભાચાર્યજીએ અપૂર્વ શક્તિ બતાવી એકવાક્યતા કરી એમ પ્રતિપાદન કર્યું છે કે બ્રહ્મમાં વિરુદ્ધ ધર્મો રહેલા છે. શ્રીવલ્લભાચાર્યજીએ આવો વિચાર જણાવ્યો છે તેનું સમર્થન આ સંપ્રદાયનાં ગ્રન્થોમાંથી થોડાં પ્રમાણો આ સ્થળે આ આપી પ્રથમ કરીશું. ત્યારબાદ તેમના વિચારની પુષ્ટિમાં શ્રુતિ, ગીતાજી, તથા સૂત્રનાં પ્રમાણો આપીશું.

ઉપરના સિદ્ધાંતની પુષ્ટિમાં આ સંપ્રદાયના ગ્રંથોમાંથી પ્રમાણો.

૧૪૪ આપણે ઉપર કહી ગયા છીએ કે બ્રહ્મને આ સંપ્રદાયના ગ્રંથોમાં એક અદ્વિતીય કહ્યું છે. અને એમ પણ બતાવી ગયા છીએ કે શ્રુતિમાં અનેક સ્થળે આવોજ વિચાર જણાવ્યો છે. આની પુષ્ટિમાં સંખ્યાબંધ પ્રમાણો ઉપર ટાંકવામાં આવ્યાં છે. હવે જે બ્રહ્મ એક, અદ્વિતીય છે, તેજ બ્રહ્મ "अनंतमूर्ति" છે, એમ શ્રીવલ્લભાચાર્યજી કહે છે. (ત. નિ–શ્લો. ૩૦) તેજ બ્રહ્મને "પુરુષોત્તમનામસહસ્રમાં" તેઓશ્રીએ "સર્વમૂર્તિ" પણ કહ્યું છે.

૧૪૫ જે બ્રહ્મને વેદ "અકર્તૃ" કહે છે તેજ બ્રહ્મ સર્વકર્તૃ છે, એવું શ્રીવલ્લભાચાર્યજીએ તથા તેમની પછીના આચાર્યશ્રીઓએ આ સંપ્રદાયનાં ગ્રંથોમાં અનેક સ્થળે

કહ્યાનું આપણે ઉપર બતાવી ગયા છીએ, અને વેદ, ગીતા, સૂત્ર પણ તેજ પ્રમાણે કહે છે એવું સંખ્યાબંધ પ્રમાણો આપી આપણે ઉપર પ્રતિપાદન કરી ગયા છીએ તેથી આ સ્થળે તે વિચારનું સમર્થન કરવાની આવશ્યકતા નથી.

૧૪૬ તત્ત્વદીપ નિ. ના શ્લોક ૭૬ માં શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે બ્રહ્મ "કૂટસ્થ" છે. તેમ "ચલ" પણ છે. બ્રહ્મ "**विरुद्धसर्वधर्माणामाश्रयः**" છે બ્રહ્મ "**अविभक्तम्**" છે તેની સાથે "**विभक्तिमत्**" છે. (ત. નિ. શ્લો. ૩૦) બ્રહ્મજ જગત્ રૂપ થયું છે તેમ છતાં સર્વ પ્રાપંચિક પદાર્થોથી તે વિલક્ષણ છે. (ત. નિ. શ્લો. ૭૨) જે બ્રહ્મને વેદમાં "**अगोचर**" કહ્યું છે તે બ્રહ્મ બેશક યુક્તિથી અગર તર્કથી અગોચર છે. (ત. નિ. શ્લો. ૭૬) જે બ્રહ્મને અદૃશ્ય કહ્યું છે. (ત. નિ. શ્લો. ૭૭) પણ તેજ શ્લોકમાં કહ્યું છે કે બ્રહ્મની ઇચ્છા થાય ત્યારે તે દૃશ્ય થાય છે. પુરુષોત્તમનામસહસ્ત્ર પણ આવોજ વિચાર જણાવી બ્રહ્મને "**भक्तैकहृदयंगमः**" "ध्यानगम्यः" "**योगगम्यः**" "**भक्तगम्यः**" "**भक्त्या ग्राह्यः**" કહેલું છે. બ્રહ્મ જગત્‌ના કર્તા છતાં તે સગુણ નથી એમ કહ્યું છે. "**स एव हि जगत्कर्ता तथापि सगुणो नहि**" (ત. નિ. શ્લો. ૮૨) શુદ્ધાદ્વૈતમાર્તંડમાં કહ્યું છે કે જેવી રીતે કોઇ સર્પ પોતાની ઇચ્છાથીજ ગુંચળું વળી કુંડાળા આકારનો થઇ રહે છે અને તે અવિકૃત રહે છે તેવી રીતે અવિકૃત બ્રહ્મ પણ પોતાની ઇચ્છાથી જગદ્રૂપ થયા છતાં અવિકૃત રહે છે. (શ્લો. ૧૨–૧૩) તેજ શ્લોકમાં કહ્યું છે કે આ પ્રમાણે વેદવ્યાસે પણ સૂત્રમાં નિરૂપણ કરેલ છે. જે બ્રહ્મને વેદ નિર્ગુણ (પ્રાકૃત ધર્મોથી રહિત) કહે છે તેજ બ્રહ્મને સગુણ (સત્યાદિ ગુણોવાળું) કહ્યું છે; એવો વિચાર જણાવી બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે બ્રહ્મમાં તમામ અપ્રાકૃત ગુણો રહેલા છે. અને તે જડ શરીર તથા પ્રાકૃત કૃત ગુણોથી રહિત છે. (ત. નિ. શ્લો. ૪૮) તત્ત્વદીપ નિ. ના. શ્લોક ૪૭ માં કહ્યું છે કે બ્રહ્મ એક છે, સમ છે, નિર્દોષ છે. તેની સાથે સર્વ સ્થળે પૂર્ણ ગુણવાળું છે. તેજ ગ્રન્થનાં શ્લોક ૭૧ માં કહ્યું છે કે સત્યાદિ સહસ્ર ગુણો બ્રહ્મમાં છે. અને તેના સહજ સ્વાભાવિક ગુણો છે. ( માયાથી જણાય છે તેમ નહી. )

તેજ બ્રહ્મ સદા સર્વાધાર છે, ઉત્તમ છે અને આનંદાકાર છે. ( જુઓ તે શ્લોક ) પરબ્રહ્મમાં અલૌકિક અપ્રાકૃત હઝારો ગુણો છે, એવો વિચાર પુરુષોત્તમનામસહસ્રમાં પણ બતાવી તેઓશ્રીએ કહ્યું છે કે બ્રહ્મ "**अनंतगुणगंभीरं**" "**सर्वसद्गुणभाजनम्**" અપ્રાકૃત ગુણો બ્રહ્મમાં નથી. તેવા વિચારના સબંધમાં તેજ ગ્રન્થમાં કહ્યું છે કે "**गुणातीत**" "**देहाद्युपाधिरहित**" છે.

૧૪૭ પરબ્રહ્મને પ્રાકૃત શરીર નથી, પ્રાકૃત ઇંદ્રિયો નથી. તેનો આકાર પ્રાકૃત નથી તેથી વેદમાં તેને નિરાકાર કહ્યું છે. આ અર્થમાં નિરાકાર કહેવાની સાથેજ વેદ બ્રહ્મને ચારે તરફ હાથ, પગ, આંખ, માથુ વગેરે હોવાનું અને દિવ્ય સ્વરૂપવાળું આનંદાકાર, આનંદઘન, રસઘન, હોવાનું કહે છે. વેદનાંજ પ્રમાણથી શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે પરબ્રહ્મ "**साकार**" "**सर्वाकार**" "**परमाश्चर्यरूपधृक्**" **आधिदैविकरूपभुक्**" "**सदानन्द**-

शरीरवान्" છે (પુરુષોત્તમનામસહસ્ર). શુદ્ધાદ્વૈતમાર્તંડમાં બ્રહ્મનાં સ્વરૂપનું વર્ણન કરતાં તેને "साकारं" કહ્યું છે. ત. નિ. માં કહ્યું છે કે બ્રહ્મના હસ્ત ચરણ, મુખ, ઉદર વગેરે અવયવો આનંદમયજ છે. (પ્રાકૃત નથી) "आनन्दमात्रकरपादमुखोदरादिः" શ્લોક ૪૮) "आनंदाकारम्" (શ્લો. ૭૧) "सदानंद" (બાલબોધ) "પરમાનંદરૂપ" (સિ. મુ) आत्मानंदं (કૃષ્ણાશ્રય) "पूर्णानन्दः" (કૃષ્ણાશ્રય) "सच्चिदानन्दरूपं" "अनन्तमूर्ति" અને સર્વ સ્થળે હાથ, પગ, આંખ, મસ્તક, મુખ, કાનવાળુ છે. (ત. નિ. શ્લો. ૨૯) આ જગ્યાએ એટલું કૃપા કરી ધ્યાનમાં રાખશો કે બ્રહ્મને આપણા જેવું પ્રાકૃત શરીર છે અગર તેમાં પ્રાકૃત ગુણો છે એવું શ્રીવલ્લભાચાર્યજીએ કોઇ સ્થળે કહ્યું નથી. શુદ્ધાદ્વૈતનો એવો સિદ્ધાન્ત છે કે બ્રહ્મમાં અપ્રાકૃત ધર્મો, ગુણો રહેલા છે. અને બ્રહ્મનું સ્વરૂપ દિવ્ય, અલૌકિક, આનંદાકાર, આનંદઘન, રસઘન છે.

૧૪૮ હવે શ્રીવલ્લભાચાર્યજીના ઉપરના દરેક વિચારનું શ્રુતિ, ગીતાદિ પ્રમાણોથી આપણે સમર્થન કરીશું.

બ્રહ્મ વિરુદ્ધધર્માશ્રયયુક્ત હોવાનાં શ્રુતિ વગેરેનાં પ્રમાણો.

કઠ ઉ. મા "अणोरणीयान्" અણુથી પણ અણુ બ્રહ્મ હોવાનું કહી ત્યાં "महतो महीयान्" મોટાથી મોટું બ્રહ્મને કહેલું છે. તેજ ઉપ. માં કહ્યું છે કે "अणीयान्ह्यतर्क्यमणुप्रमाणात्" શ્વેતાશ્વેતર ઉપનિષદ્‌માં પણ તેવાજ શબ્દોમાં વિચાર જણાવ્યો છે, અને જ્યાં આવો વિચાર જણાવ્યો છે ત્યાંજ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં કહ્યું છે કે અર્થ–પરબ્રહ્મથી પર કે અપર કશું નથી. જેનાથી નાનું અગર મોટું કશું નથી. નિરુક્ત. અ. ૨ ખંડ ૩ માં આજ શબ્દોમાં બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કર્યું છે. કૈવલ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કે અર્થ–પરબ્રહ્મ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, નિત્ય સત્યજ છે. શ્વે. ઉ. માં પણ "सूक्ष्मातिसूक्ष्म" કહ્યું છે. વેદમાં ઘણે સ્થળે પરબ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં તે મોટામાં મોટા પરબ્રહ્મને નમું છું એમ કહેલું છે. (અર્થવ વેદ. કાંડ ૧૦ પ્રવા. ૨૩. આનું ૪. મંત્ર. ૧ ૩૨, ૩૩, ૩૪). ગીતાજીમાં શ્રીકૃષ્ણે શ્રીમુખેજ કહ્યું કે–અર્થ–કવિ, પુરાણ, નિયન્તા અને અણુથી પણ અણુ છે. જે બ્રહ્મને શ્રુતિ અણુથી અણુ, સૂક્ષ્મથી સૂક્ષ્મ કહે છે તેજ બ્રહ્મને મોટાથી મોટું શ્રુતિ કહે છે, અને બ્રહ્મના અગાધ માહાત્મ્યનું વર્ણન કરતાં શ્રુતિ કહે છે કે પરબ્રહ્મની બરોબરી કરી શકે તેવું અગર તેનાથી અધિક કશું નથી. તેનાથી સમાન કે અધિક કશું નથી.

જે બ્રહ્મને શ્રુતિ "अगोचर" કહે છે તેનેજ ગોચર કહે છે.

કેન. ઉ. માં બ્રહ્મના અલૌકિક માહાત્મ્યનું વર્ણન કરતાં કહ્યું છે કે જ્યાં આંખ પહોંચી શકતી નથી, મન પણ જઇ શકતું નથી તેથી તે બ્રહ્મને અમે જાણતા નથી, જે વાણીથી અગોચર છે પણ જેનાથી વાણી ગોચર છે "न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो न विद्मो न विजानीमः × × यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते" તૈત્તિરીય–ઉ. માં કહ્યું છે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह"

**અર્થ**—જેને મનસહિત વાણી પણ પહોંચી શકતી નથી. તેજ ઉપનિષદ્‌માં તેજ સ્થળે કહ્યું છે કે બ્રહ્મનો આનંદ જાણનાર પુરુષને કોઇથકી ભય નથી " **आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन** " જે બ્રહ્મને અગોચર કહ્યું છે તેજ બ્રહ્મને ગોચર કહ્યું.

કઠ. ઉ. માં પણ આવોજ વિચાર જણાવતાં કહ્યું છે કે શ્રવણ કરવાથી પણ જે બહુને લભ્ય નથી અને જેનું શ્રવણ કરવાથી પણ બહુ તેને જાણી શકતા નથી " **श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यं न विदुः** " તેજ ઉપનિષદ્‌માં તેજ સ્થળે કહ્યું છે કે પરબ્રહ્મ પરમાત્મા વેદથી, બુદ્ધિથી, અને ઘણું શ્રવણ કરવાથી પ્રાપ્ત થતા નથી પણ જે જીવ ઉપર તે કૃપા કરે છે તેજ જીવ તેને પ્રાપ્ત કરી શકે છે અને તેવા જીવનેજ બ્રહ્મ પોતાના સ્વરૂપનું દાન કરે છે.

" **नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।। यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्** "

ગોપાલ ઉત્તરતાપનીય ઉ. માં પણ પરબ્રહ્મ પોતેજ આજ્ઞા કરે છે કે જે માણસ શુદ્ધ ભાવથી મારૂં ધ્યાન ધરે છે તેને હું મારા સ્વરૂપનું દાન કરૂં છું.

કેન તથા તૈત્તરીય ઉ. માં બ્રહ્મને અગોચર, અગમ્ય, અદૃશ્ય કહી કઠ–ઉ. માં કહ્યું છે કે હરકોઇ જીવ શ્રવણ કરવાથી પરમાત્માને પ્રાપ્ત કરી શકતો નથી અને શ્રવણ કરતાં છતાં હરકોઇ જીવ બ્રહ્મને જાણી શકતો નથી, પણ જેના ઉપર પ્રભુ કૃપા ( અનુગ્રહ ) કરે તેજ પ્રભુને પ્રાપ્ત કરી શકે છે અને તેનેજ પ્રભુ પોતાના સ્વરૂપનું દાન કરે છે.

જે બ્રહ્મ માટે " **स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता** " બ્રહ્મને જાણવા યોગ્ય છે તે તમામ જાણે છે, પણ તેના વેત્તા નથી એવું લખ્યું છે. તેજ બ્રહ્મના સ્વરૂપ વિષે તેજ ઉપનિષદ્‌માં તેજ સ્થળે કહે છે કે પ્રભુને હૃદયથી, બુદ્ધિથી, મનથી પ્રાપ્ત કરી શકાય છે અગર જાણી શકાય છે. જે તેને જાણે છે તે અમૃત થાય છે. ( શ્વેતાશ્વતર ઉ. ) આજ ઉપનિષદ્‌માં કહ્યું છે કે બ્રહ્મને હાથ, પગ, ચક્ષુ, કર્ણ નથી, આવું કહેવાની સાથેજ તેજ સ્થળે કહ્યું છે કે હાથ પગ નથી તેમ છતાં બ્રહ્મમાં ચાલવાનો ધર્મ છે. ચક્ષુ નથી તેમ છતાં જોવાનો ધર્મ બ્રહ્મમાં છે કાન નથી તેમ છતાં સાંભળવાનો ધર્મ છે. તેનામાં વળી ત્યાંજ કહ્યું છે કે બ્રહ્મ "**एको वर्ण.**" છે છતાં તેજ બ્રહ્મ પોતાની બહુ પ્રકારની શક્તિવડે અનેક વર્ણોને ધારણ કરે છે. બ્રહ્મને "**सूक्ष्मातिसूक्ष्म**" કહી તેજ બ્રહ્મ અનેક રૂપવાળુ હોવાનું કહ્યું છે "**अनेकरूपं**"જે બ્રહ્મને ધર્મ વિનાનું કહે છે તેજ બ્રહ્મ વિશ્વનો સ્રષ્ટા છે અને તેજ બ્રહ્મને "**भुवनस्य गोप्ता**" કહ્યું છે. તેજ ઉપનિષદ્‌માં છે કે જેનો શોક નષ્ટ થઇ ગયો છે એવો મનુષ્ય "**वीतशोक**" પ્રભુના પ્રસાદથી પરબ્રહ્મ પ્રભુને જુવે છે.

**૧૪૯** માયાવાદનો એવો મત છે કે બ્રહ્મ તો નિર્ગુણ જ છે, સગુણ નથી. સગુણ તો " માયાશબલ ઇશ્વર " છે. શુદ્ધાદ્વૈત એમ કહે છે કે જે બ્રહ્મને

બ્રહ્મ સગુણ અને નિર્ગુણ છે. વેદમાં નિર્ગુણ કહ્યું છે તેજ બ્રહ્મને વેદ સગુણ કહે છે. એકજ બ્રહ્મ સગુણ અને નિર્ગુણ છે. બ્રહ્મ સગુણ હોઇ શકે નહિ એવું માની વેદ ઉપર પગ મૂકી "માયા શબળ ઇશ્વર" કલ્પવો એ વાસ્તવિક નથી. શુદ્ધાદ્વૈતનો જે વિચાર છે તેજ વિચાર શ્રુતિમાં અનેક સ્થળોએ સ્પષ્ટ શબ્દોમાં નિ:સંદિગ્ધપણે પ્રતિપાદન કરેલ છે. મહાનારાયણ ઉ. માં બ્રહ્મનું સ્વરૂપ કેવું છે એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. "कथंब्रह्म અને તેના ઉત્તરમાંજ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાંજ કહેવામાં આવ્યું છે કે બ્રહ્મનું સગુણ અને તેની સાથે નિર્ગુણ સ્વરૂપ છે "सगुणनिर्गुणस्वरूपं ब्रह्म" આ ઉપનિષદ્‌માં અગર સમસ્ત શ્રુતિમાં કોઇ સ્થળે એવો વિચાર જણાવ્યો નથી કે બ્રહ્મ નિર્ગુણજ, નિધર્મક છે, પરન્તુ તમામ ઠેકાણે જે બ્રહ્મ નિર્ગુણ છે, તેજ બ્રહ્મ સગુણ, ધર્મવાળું હોવાનું કહ્યું છે. ગોપાલ ઉત્તર તાપનીય ઉપનિષદ્‌માં પણ સ્પષ્ટ ભાષામાં તેવોજ સિદ્ધાન્ત પ્રતિપાદન કરતાં પરબ્રહ્મે પોતે આજ્ઞા કરી છે કે મારૂં સ્વરૂપ બન્ને પ્રકારનું એટલે સગુણ અને નિર્ગુણ છે. "स्वरूपं द्विविधं चैव सगुणं निर्गुणात्मकम्" બ્રહ્મ સગુણ અને નિર્ગુણ બને છે, તે વિચારની પુષ્ટિમાં શ્રુતિમાંથી આના કરતાં વધારે કયા સબલ પુરાવાની અપેક્ષા રાખી શકાય? જ્યાં કોઈ પણ વિચાર એવી ભાષામાં જણાવ્યો હોય કે તે ભાષાનો એક કરતાં વધારે અર્થ કરવાનો અવકાશ હોય ત્યાં દલીલ કરવાની પણ થોડી જગ્યા રહે છે, પરંતુ શ્રુતિમાં આ વિચાર એવી સ્પષ્ટ રીતે અને નિ:સંદિગ્ધપણે બતાવ્યો છે કે દલીલ કરવાની જગ્યા રહેતીજ નથી. તેમ છતાં શ્રુતિના વિચારો બાજુ ઉપર મૂકી બ્રહ્મ નિર્ગુણજ છે, એમ માની સગુણ તો માયાશબળ ઇશ્વર છે એવા સિદ્ધાન્તને વળગી રહેવું એ કેવળ દુરાગ્રહજ છે. આવા દુરાગ્રહથી સત્યનું કદી પ્રતિપાદન થઇ શકતું નથી અને ઇશ્વરપ્રણીત વેદનું તથા પરબ્રહ્મનું માહાત્મ્ય ઘટે છે.

૧૫૦ મહાનારાયણ ઉપનિષદ્ તરફ ફરીથી લક્ષ્ય ખેંચી વિદિત કરૂં છું કે માયાવાદ બ્રહ્મમાં કર્તૃત્વનો ધર્મ નથી એમ કહે છે. અને બ્રહ્મથી પૃથક્ "માયાશબલઇશ્વિર" માં કર્તૃત્વનો ધર્મ હોવાનું કહે છે. જગત્‌ના કર્તા "માયાશબલ ઇશ્વર" ને માની જગત્‌ને મિથ્યા, માયિક, અસત્ય તે વાદમાં કહેવામાં આવ્યું છે. હવે જો જગત્‌નું કારણ માયાશબળ ઇશ્વર હોય તો આજ ઉપનિષદ્‌માં બ્રહ્મનું સ્વરૂપ જણાવતાં "सर्वं खल्विदं ब्रह्म" એમ કદી કહે? આવો વિચાર શ્રુતિમાં અનેક સ્થળે જણાવ્યો છે. જો બ્રહ્મ સિવાયનું સર્વ મિથ્યા, માયિક, હોય તો તેને બ્રહ્મ રૂપ કેમ કહી શકાય? બ્રહ્મ જગત્‌ના કર્ત્તા હોય હોય (માયાશબળ ઇશ્વર નહી) તોજ સર્વ બ્રહ્મ રૂપ હોઇ શકે. વળી તેજ ઉપનિષદ્‌માં બ્રહ્મના સ્વરૂનું વર્ણન કરતાં "मनोवाचामगोचरं ब्रह्म । अखिलप्रमाणाऽगोचरं ब्रह्म" અર્થ—મનથી વાચાથી અખિલ પ્રમાણોથી અગોચર છે. આ પ્રમાણે કહી ઉપદેશ કર્યો છે કે "જ્યારે પ્રભુની કથાનું શ્રવણ કરવામાં તથા તેમનું ધ્યાન કરવામાં શ્રદ્ધા થાય છે, ત્યારે હૃદયમાં રહેલી અનાદિ દુર્વાસનાની ગ્રન્થિ નષ્ટ થાય છે. તે નષ્ટ થવાથી હૃદયમાં રહેલાં કામો નષ્ટ થાય છે. કામ નષ્ટ થવાથી હૃદયરૂપી કમળની પાંખડીમાં પરમાત્માનો આવિર્ભાવ થાય છે. અને જ્યારે પરમાત્માનો આવિર્ભાવ થાય છે ત્યારે વૈષ્ણવી ભક્તિ

વધારે દૃઢ થાય છે અતિશય ભક્તિ થાય છે ત્યારે સર્વમય નારાયણ સર્વ અવસ્થામાં જણાય છે. આવી જે મહાપુરુષને ભક્તિ સિદ્ધ થઇ છે તેને પરમાત્મા ભગવાનનો કોઇ કોઇવાર સાક્ષાત્કાર થાય છે.

૧૫૧ શાંડિલ્ય ઉપનિષદ્‌માં પણ જે સ્થળે બ્રહ્મને નિધર્મક કહ્યું છે તેજ બ્રહ્મને સધર્મક કહ્યું છે. તેજ બ્રહ્મને "भूतयोनि" કહેલું છે તેજ "અગોચર" બ્રહ્મને **યોગવડે ગોચર અને ગમ્ય કહ્યું છે.** તેજ બ્રહ્મને સર્વકર્તૃ કહ્યું છે. આ દલીલની પુષ્ટિમાં પરબ્રહ્મના સ્વરૂપ વિષે તેમાં જણાવેલા વિચારો નીચે ટાંકીશું. "બ્રહ્મ સત્ય છે, વિજ્ઞાન છે, અનન્ત છે, બ્રહ્મનું જ્ઞાન થવાથી સર્વનું જ્ઞાન થાય છે. બ્રહ્મને હાથ, પગ, ચક્ષુ, કર્ણ જીવ્હા, શરીર, નથી. તે અગ્રાહ્ય, અનિર્દેશ્ય છે, વાણી મન સાથે તેને પહોંચી શકતી નથી. પુરાણી પ્રજ્ઞા બ્રહ્મમાંથી ઉત્પન્ન થએલી છે બ્રહ્મ એક છે, અદ્વિતીય છે, આકાશની માફક સર્વવ્યાપક છે. નિરંજન, નિષ્ક્રિય તે, પ્રશાન્ત, અમૃત, પર, છે. બ્રહ્મ આત્મશક્તિ પ્રધાન છે, સર્વભૂતોમાં રહેનારા છે. પ્રાણિમાત્ર તેનાથીજ ઉત્પન્ન થાય છે. "भूतयोनि" યોગવડેજ ગમ્ય (પ્રાપ્ત કરી શકાય) છે. જે બ્રહ્મ વિશ્વને સૃજે છે, વિશ્વને ધારણ કરે છે અને વિશ્વને ગળી જાય છે તે, આત્મા છે.

૧૫૨ ઉપર ટાંકેલા કઠ ઉપનિષદ્ તરફ સુજ્ઞ વાંચનારાઓનું ફરીથી લક્ષ્ય ખેંચવામાં આવે છે. આ ઉપનિષદ્‌માં કહ્યું છે કે ખરાબ કર્મો કરનાર અશાન્ત અસમાહિત પ્રજ્ઞાન વડે પણ બ્રહ્મને પ્રાપ્ત થતો નથી. જે અવિજ્ઞાનવાન્ છે, બ્રહ્મમાં ચિત્ત રાખતો નથી અને જેનામાં શમ નથી તે બ્રહ્મને પ્રાપ્ત કરતો નથી, તેવા માણસોને તો સંસારજ પ્રાપ્ત થાય છે. પણ જે વિજ્ઞાનવાન્ છે, જે બ્રહ્મમાંજ ચિત્ત રાખે છે, જે સદા શુચિ છે, તે બ્રહ્મનું પદ પ્રાપ્ત કરે છે. આ પદ એવું છે કે તે પ્રાપ્ત કર્યા પછી પુનર્જન્મ થતો નથી. આજ ઉપનિષદ્‌માં કહ્યું છે કે ભૂત માત્રમાં ઢંકાઇને રહેલા પરમાત્મા પ્રકાશતા નથી તે પછીના ભાગમાંજ કહે છે કે સૂક્ષ્મદર્શી માણસોને સૂક્ષ્મ બુદ્ધિવડે પરબ્રહ્મ પરમાત્માનાં દર્શન થાય છે. મુંડક; યોગશિખા, અન્નપૂર્ણા ઉપનિષદોમાં કહ્યું છે કે પરબ્રહ્મ પરમાત્માનાં જેને દર્શન થાય છે તેનાં હૃદયની ગ્રન્થિ તથા તેના સંશયો નષ્ટ થાય છે.

૧૫૩ જો પરબ્રહ્મ ઉત્તમાધિકારી અને હીનાધિકારી અગર દૈવી અને આસુરી સંપત્તિવાળા તમામ જીવોને, અગોચર, અગમ્ય, અલભ્ય, અદૃશ્ય રહે છે એમ કહેવાનો શ્રુતિનો આશય હોય તો તેમાં કદી એવો ઉપદેશ કરે કે ભક્તિથી, યોગથી, ધ્યાનથી ગમ્ય છે અને દૃશ્ય છે? ઉપર ટાંકેલા મુંડક ઉપનિષદ્‌માં એવી સ્પષ્ટ આજ્ઞા કરી છે કે બ્રહ્મમાં શુદ્ધ ભાવ રાખી તેમાં ચિત્ત રાખવાથી બ્રહ્મ લક્ષ્ય છે. યોગ શિખા ઉપનિષદ્‌માં બ્રહ્મ અક્ષરથી અતીત, અલક્ષ્ય, અતકર્ય, અચિન્ત્ય, અનિર્દેશ્ય, અવ્યય, નિષ્કલ, નિર્વિકાર, કૂટસ્થ, અચલ હોવાનું કહેવાની સાથેજ કહ્યું છે કે તે એટલે ભાવનાથીજ ગોચર છે. તે પછીના ભાગમાં આ વિચારનું વધારે સ્પષ્ટીકરણ કરતાં કહ્યું છે,— પરમ તત્ત્વ પરબ્રહ્મમાં ચિત્ત તલ્લીન રાખવાથી ભક્તિવડે તે ગમ્ય છે. ભાવનાથીજ તે ગમ્ય અને ગોચર છે. જો ઉત્તમાધિકારીને પણ બ્રહ્મ, યોગ, ધ્યાન, ભક્તિ વગેરેના

સાધનથી અગમ્ય અને અગોચર હોય તો એવા ઓડા રૂપ બ્રહ્મનું અસ્તિત્વ માનવાથી શું ફલ છે? શુદ્ધાદ્વૈતનો એવો સિદ્ધાન્ત છે કે જે બ્રહ્મ જ્ઞેય છે તેજ ઉપાસ્ય છે. બ્રહ્મ જ્ઞેય છે, અને "માયાબલ ઇશ્વર" ઉપાસ્ય છે એમ નહી. આ વિચારનું વિશેષ સમર્થન કરવા નીચેનાં શ્રુતિનાં પ્રમાણો તરફ લક્ષ ખેંચવામાં આવે છે. પરબ્રહ્મને વેદમાં "પુરુષ" "ઉત્તમ પુરુષ" ઘણે ઠેકાણે કહ્યા છે. મુંડક. ઉ. બ્રહ્મને પુરુષ કહી એવી આજ્ઞા કરે છે કે જે માણસો બ્રહ્મની નિષ્કામપણે ઉપાસના કરે છે તેને ઉત્તમ પદ મલે છે. કૈવલ્ય ઉપનિષદ્‌માં સ્પષ્ટ આજ્ઞા કરી છે કે શ્રદ્ધાયુકત ભક્તિ, ધ્યાન, યોગવડે તું બ્રહ્મને જાણ.

કઠ, શ્વેતાશ્વર અને માહાનારાયણ ઉપનિષદોમાં એક સરખોજ વિચાર જણાવી કહ્યું છે કે ચક્ષુ (પ્રાકૃત ચક્ષુ) વડે પરબ્રહ્મના રૂપનું દર્શન કોઈ કરી શકતું નથી, પણ હૃદયથી મનથી અને બુદ્ધિથી બ્રહ્મ ગમ્ય છે. જે પરબ્રહ્મને જાણે છે તે અમૃત થાય છે બ્રહ્મ વિદ્યા ઉપનિષદ્‌માં કહ્યું છે કે દિવ્યરૂપે પરબ્રહ્મ, પરમાત્મા દશ્ય છે.

*બ્રહ્મનો પ્રાકૃતાકાર નથી, તેથી તેને નિરાકાર કહેલું છે. તેનું સ્વરૂપ દિવ્ય, આનંદાકાર છે.*

૧૫૪ ઉપર વિદિત કર્યા પ્રમાણે મયાવાદનો એવો સિદ્ધાન્ત છે કે બ્રહ્મ નિર્ગુણ, નિર્ધર્મક નિરાકાર અને જ્ઞેય છે. અને પરમાત્મા ભગવાન્ "માયા શબલ ઇશ્વર" સગુણ, સધર્મક સાકાર અને ઉપાસ્ય છે. સ્વામિ દયાનંદ સરસ્વતીએ સગુણ અને નિર્ગુણ બ્રહ્મ જુદા હોવાના માયાવાદના વિચારનું ખંડન કરી, એવો મત જણાવ્યો છે કે, બ્રહ્મ સગુણ અને નિર્ગુણ બન્ને છે. નિર્ગુણ બ્રહ્મ સગુણ બ્રહ્મથી ભિન્ન છે એમ નહિં. આ તેમનો વિચાર શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાંતને અનુસરતોજ છે, પરન્તુ આર્યસમાજ બ્રહ્મ નિરાકાર હોવાનું માને છે. પ્રથમ વિદિત કર્યું છે તે પ્રમાણે શુદ્ધાદ્વૈતનો એટલો સિદ્ધાંત છે કે, બ્રહ્મને પ્રાકૃત આકાર નથી તેથી શ્રુતિમાં તેને નિરાકાર કહ્યું છે. તેની સાથે બ્રહ્મનું સ્વરૂપ દિવ્ય અલૌકિક અપ્રાકૃત, આનંદાકાર, આનંદઘન, હોવાનું કહી શ્રુતિ તેને સાકાર કહે છે. આપણા શરીરમાં જેમ જીવ દેહથી ભિન્ન છે તેવી રીતે તેમાં તેનું શરીર અને તેનો આત્મા જુદા નથી. સાકારનો એવો અર્થ છે કે, તમામ દિવ્ય, આનન્દરૂપ રસરૂપ અને આનંદાકાર છે. જે બ્રહ્મને ચક્ષુ વગેરે નથી, એવું શ્રુતિમાં કહ્યું છે, તેજ બ્રહ્મને તમામ બાજુએ હસ્તપાદ વગેરે છે એમ પણ કહ્યું છે. અને આ તમામ આનન્દઘન છે. એમ કહ્યું છે.

૧૫૫ શ્રીવલ્લભાચાર્યજીનો એવો સિદ્ધાન્ત છે કે ઇશ્વરપ્રણીત વેદથી બ્રહ્મનું જેવું સ્વરૂપ સિદ્ધ થાય, તેવુંજ સ્વીકારવું જોઇએ. કોઈપણ વિચાર વેદ વિરુદ્ધ હોવો નહીં જોઇએ. શ્રુતિના, ગીતાના અને બ્રહ્મસૂત્રના વિચારોમાં વિરોધ નથી અને નજ હોય, એવું વેદના ધર્મનું અવલંબન કરનારા સર્વ આચાર્યો તથા પંડિતો સ્વીકારે છે. જો વેદના વિચારોમાં વિરોધ જણાતો હોય, તો એમ સમજવું, કે આપણે વેદનો ખરો અર્થ અને આશય સમજ્યા નથી. જ્યારે વેદના વિચારોમાં વિરોધ નથી, તો પછી તેમાં બતાવેલા પ્રથમ દાર્શનિક રીતે વિરુદ્ધ જણાતા વિચારોની એકવાક્યતા થવી જોઇએ. અને તેને માટે દુરાગ્રહના ત્યાગની અને બુદ્ધિના સદુપયોગની જરૂર છે. એકવાક્યતા કરવાનો પ્રયત્ન

કરતાં, વેદને બાજુ ઉપર રાખી, કેવળ પોતાના તર્કો ઉપર સિદ્ધાંતોની ઇમારત ચણવામાં આવશે તો, વેદને અન્યાય મળશે, અને સત્યનું પ્રતિપાદન થવાને બદલે જાણી જોઇને વેદવિરુદ્ધ રીતે અસત્યનું પ્રતિપાદન થશે. વેદનું અવલંબન કરનારાઓના દરેક સિદ્ધાંતનો પાયો વેદ ઉપરજ રચાવો જોઇએ, આવી સ્પષ્ટ આજ્ઞા શ્રીવલ્લભાચાર્યજીએ અણુભાષ્યમાં કરતાં કહ્યું છે કે, કોઈપણ લેખ અગર વિચાર, વેદથી જરાપણ વિરુદ્ધ હોય અગર સ્વતંત્ર હોય, તો તે બન્નેને મૂલથીજ ખોટા માનવા. જુઓ પાનું ૨૭ ફૂટનોટ. તત્ત્વદીપમાં પણ વેદનેજ મુખ્ય પ્રમાણ માન્યા છે. શુદ્ધાદ્વૈતનો એવો દૃઢ સિદ્ધાંત છે કે, શ્રુતિ શબ્દમૂલ છે, "**श्रुतेस्तु शब्दमूलत्वात्**" મનસ્વી તર્કોનો ઉપયોગ કર્યા સિવાય વેદમાં જે આજ્ઞા કરી હોય, તે ખરીજ છે એમ સ્વીકારવું જોઇએ. શ્રુતિમાં પણ એવીજ આજ્ઞા કરી કહ્યું છે કે, અને સત્યાર્થપ્રકાશના પાને ૬૪ મેં, સ્વામી દયાનંદસરસ્વતી પણ કબૂલ કરે છે કે, વેદનો ખરો અર્થ તર્કથી થઇ શકે નહીં. આપણે ખાસ એટલું જોવાનું છે કે, બ્રહ્મનું નિરાકાર સ્વરૂપ માનનારાઓએ, કે બ્રહ્મનું દિવ્ય, આનંદાકાર સ્વરૂપ માનનારાઓએ આ કબૂલતનું ઉલ્લંઘન કર્યું છે. આર્યસમાજના ગ્રન્થો જોતાં એમ જણાય છે કે બ્રહ્મનું અમુક પ્રકારનું સ્વરૂપ હોવું જોઇએ, અગર અમુક પ્રકારનું સ્વરૂપ છે, એમ માનવાથી ધર્મની ઉન્નતિ થશે, એવો વિચાર પ્રથમ ગોઠવી તે વિચાર ને શ્રુતિના જે પ્રમાણોથી પુષ્ટિ મળતી હોય, તે પ્રમાણો ઉપરજ આધાર રાખી, અને તેનો મનસ્વી રીતે અર્થ કરી, સામા પક્ષની દલીલ અને તેના પ્રમાણોની તુલના કર્યા વિના, શ્રુતિમાં બતાવેલા વિચારોની એકવાક્યતાનો કશો પ્રયત્ન નહી કરતાં, બ્રહ્મ નિરાકારજ છે એમ તેમણે માની લીધું છે. માયાવાદમાં પણ તેમજ કરવામાં આવ્યું છે. શ્રીવલ્લભાચાર્યજીએ ગ્રહણ કરેલો માર્ગ તદ્દન જુદોજ છે. તેમણે શ્રુતિ, ગીતા, સૂત્ર, શ્રીમદ્ભાગવતની એકવાક્યતા કરી, શ્રુતિમાં બ્રહ્મનું જેવું સ્વરૂપ જણાવ્યું છે તેવુંજ સ્વીકારી શુદ્ધાદ્વૈતનું અવલંબન કર્યું છે.

૧૫૯ શ્રુતિમાં ઘણે ઠેકાણે એમ કહ્યું છે કે, પ્રભુને ચક્ષુ નથી, હસ્ત નથી, પાદ નથી, વર્ણ નથી વગેરે:–જે સ્થળે આ વિચાર બતાવેલો છે ત્યાંજ એમ પણ કહ્યું છે કે, હાથ પગ વગેરે નહીં છતાં, ચાલવા વગેરેની ક્રિયા બ્રહ્મ કરે છે. (શ્વેતાશ્વર) અને તેજ ઉપનિષદ્‌માં, તેજ સ્થળે એમ પણ કહ્યું છે કે, બ્રહ્મને ચારે તરફ આંખ છે ચારે તરફ મુખ છે, ચારે તરફ હાથપગ છે. અને એક અદ્વિતીય પરબ્રહ્મ પરમાત્મા દ્યાવાપૃથ્વીને ઉત્પન્ન કરે છે. એજ ઉપનિષદ્‌માં પ્રાકૃત ઇન્દ્રિયોનો બ્રહ્મમાં અભાવ હોવાનું કહી, કહ્યું છે કે, પરબ્રહ્મ પુરુષને હજારો મસ્તક છે, હજારો ચક્ષુ છે, હજારો પગ છે, વગેરે; નારાયણ ઉપનિષદ્‌માં પણ **विश्वतश्चक्षुः** × × × વાક્યમાં ઉપર બતાવેલો વિચારજ બતાવ્યો છે. બ્રહ્મવિદ્યા ઉપનિષદ્‌માં પરબ્રહ્મને શરીર નથી એવું કહેવાની સાથેજ કહ્યું છે કે, **विश्वतश्चक्षुरस्म्यहम्.** અને તેજ સ્થલે બ્રહ્મને પ્રાકૃત ઇન્દ્રિયો નથી **सर्वेन्द्रियाविवर्जितम्** એવું કહેવાની સાથે કહ્યું છે કે, **दृश्यं तं दिव्यरूपेण** ( દિવ્ય રૂપ વડે જોવા યોગ્ય પરબ્રહ્મ) છે. ત્રિશિખ બ્રાહ્મણ ઉપનિષદ્‌માં પરબ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં કહ્યું છે કે, તે અનેક આકારવાળું, અનેક મુખવાળું, અનેક હસ્તવાળું, અનેક આયુધથી શોભિત, જુદા જુદા

પ્રકારના આકાર ધારણ કરવાવાળું, શાન્ત, અનેક ચક્ષુવાળું, અને હજારો સૂર્યના જેવું તેજસ્વિ છે. જે બ્રહ્મને એક, અગોચર, વ્યાપક અને " अलिङ्गं एव च " એવું કઠઉપનિષદ્‌માં કહ્યું છે, તેજ બ્રહ્મને તેજ ઉપનિષદ્ " रूपं रूपं प्रतिरूपो बभूव "........" रूपं रूपं प्रतिरूपो बहिश्च ".......एकं रूपं बहुधा यः करोति.......એટલે બ્રહ્મ અનેક પ્રકારના રૂપ ધારણ કરે છે, એમ કહ્યું છે. મુંડક ઉપનિષદ્‌માં બ્રહ્મનું સ્વરૂપ દિવ્ય હોવાનું કહ્યું છે; અને ચક્ષુ વગેરે પ્રાકૃત ઇન્દ્રિયોથી બ્રહ્મ અગોચર હોવાનું કહી, તેજ બ્રહ્મને અંતઃકરણથી જાણવા યોગ્ય કહ્યું છે.

૧૫૭ બ્રહ્મનું સાકાર અને નિરાકાર સ્વરૂપ શી રીતે હોઇ શકે? તેવો સ્પષ્ટ પ્રશ્ન મહાનારાયણઉપનિષદ્‌માં કરવામાં આવ્યો છે, અને શુદ્ધાદ્વૈતનો જેવો સિદ્ધાન્ત છે, તે અનુસારજ તેનો ઉત્તર આપવામાં આવ્યો છે. આ ઉપનિષદ્‌માં બ્રહ્મ " सगुणनिर्गुणस्वरूप " હોવાનું કહી, કહે છે કે–સર્વાત્મક પરબ્રહ્મમાં સાકાર અને નિરાકાર એવો ભેદ છેજ નહીં. જો વિવિધ, વિચિત્ર અને અનંત શક્તિવાળા પરબ્રહ્મનાં સ્વરૂપનું જ્ઞાન થાય તો નિરાકારમાં વિરોધ રહેતો નથી, પણ જો તેના સ્વરૂપનું જ્ઞાન ન હોય, તો વિરોધ જણાય જો સર્વ પરિપૂર્ણ પર બ્રહ્મનું સાકાર સ્વરૂપ વસ્તુતઃ ન હોય, અને તેનું કેવળ નિરાકારજ સ્વરૂપ છે એમ માનીએ તો, નિરાકાર ગગનની માફક તેમાં જડત્વનો દોષ લાગુ પડે, માટે જ પરબ્રહ્મનું વસ્તુતઃ સાકાર અને નિરાકાર સ્વરૂપ સ્વભાવથીજ સિદ્ધ છે.

साकारनिराकारभेदो नास्त्येव । विविधविचित्रानन्तशक्तेः परब्रह्मणः स्वरूपज्ञानेन विरोधो न विद्यते । अन्यथा सर्वपरिपूर्णस्य परब्रह्मणः परमार्थतस्साकारं विना केवलनिराकारत्वं यद्यभिमतं तर्हि केवलनिराकारस्य गगनस्येव परब्रह्मणोऽपि जडत्वमापद्येत । तस्मात्परब्रह्मणः परमार्थतस्साकारनिराकारौ स्वभावसिद्धौ ॥

૧૫૮ પુષ્ટિમાર્ગીય ગ્રંથોનાં જે પ્રમાણો ઉપર ટાંક્યાં છે તેમાં પરબ્રહ્મ જડ–પ્રાકૃત શરીર તથા પ્રાકૃત ગુણથી રહિત હોવાનું અને તેમનાં ચરણ હસ્ત મુખ વગેરેનું આનંદ સ્વરૂપ છે એમ કહ્યું છે. બ્રહ્મ " સદાનંદ, " પરમાનંદ, " " પૂર્ણાનંદ, " " સચ્ચિદાનંદરૂપ " આનંદાકાર. આનંદઘન, રસઘન હોવાનું લખ્યું છે.

૧૫૯ આ પુષ્ટિમાર્ગીય ગ્રન્થોનો સિદ્ધાન્ત શ્રુતિનાં પ્રમાણોથી આપણે પ્રતિપાદન કરીશું. " आनन्दरूपम् " ( મુંડક. ઉ. ) બ્રહ્મ " आनंदमयः " આનંદમય છે. માંડૂક્ય. ઉ.) બ્રહ્મના આનંદ જાણનારને કોઇ રીતનો ભય નથી ( તૈતરીય. ઉ. ) બ્રહ્મનું સ્વરૂપ વર્ણવતાં તેને સદાનન્દ, પરમાનન્દ, શાન્ત, શાશ્વતાદિક કહ્યું છે ( બૃહજ્જાબાલ. ઉ. ) બ્રહ્મવિદ્યાઉપનિષદ્‌માં વળી કહ્યું છે કે હું બ્રહ્મમાં અવિકૃત અને અદ્વયાનંદ વિજ્ઞાનઘન છું. શરભ ઉપનિષદ્‌માં બ્રહ્મને " નિત્યાનંદ કહ્યું છે, તૈત્તરીય ઉ. માં કહ્યું છે કે પરમાત્મા–પરબ્રહ્મ નિશ્ચય રસરૂપ છે. આ જીવ તેમના રસને પ્રાપ્ત કરી આનંદમાં લીન થાય છે. પરમતત્ત્વ, એક, અદ્વિતીય બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં મ. ના. ઉ. કહે છે. અર્થ–તમેજ નિરતિશય આનન્દરૂપ છો; તમેજ અદ્વૈત, પરમાનન્દ,

વિભુ અને નિત્ય છો, તમેજ સર્વ કારણની સમષ્ટિ છો અને તમેજ સર્વ કારણની વ્યષ્ટિ પણ છો; તમેજ અખિલાનન્દ છો અને તમેજ પરિપૂર્ણાનન્દ પણ છો. અર્થ-તે નિરતિશય આનન્દવાળું અખંડ બ્રહ્મ પોતાના આનન્દરૂપી મૂર્તિથી, આકારથી પ્રકાશે છે. અર્થ-નિરતિશય અદ્વૈત પરમાનન્દ ( વગેરે ) લક્ષણથી યુક્ત પરબ્રહ્મ જગદ્રૂપ થાય છે. અર્થ-પોતાથીજ પ્રકાશમાન છે, આનન્દમય છે, અને નિત્ય છે વગેરે. અર્થ-શુદ્ધ બ્રહ્મ તેજોમય નિરતિશય આનન્દમય છે. **અર્થ**—અનુપમ, નિત્ય, નિરવદ્ય( શુદ્ધ) નિરતિશય, નિરવધિ આનન્દવાળું અને અચળ તે બ્રહ્મ પ્રકાશે છે. **અર્થ**:-અખંડ આનન્દ સ્વરૂપવાળું, અમિતાનન્દનો સાગર, અનન્ત આનંદકંદ બ્રહ્મ છે. નિત્ય, પરિપૂર્ણ, અખંડ આનંદરૂપી અમૃતવાળું, શાશ્વત અને શ્રેષ્ઠ પદ છે, આનંદના પ્રવાહથી અલંકૃત થયેલું છે, હદ વિનાના આનન્દના આકારવાળું છે.

મુદ્ગલ ઉપનિષદમાં કહ્યું છે કે બ્રહ્મ પૂર્ણ છે, પુરુષોત્તમ કહેવાય છે, તે પૂર્ણાનન્દ શરીરવાળું છે. શાંડિલ્યઉપનિષદમાં " **चिदानन्दैकरसं ब्रह्म** " બ્રહ્મ ચિદાનન્દજ એકરસ છે.

કઠરુદ્ર ઉ. માં "**आनन्दमय आत्मा**" કહેલા છે, બ્રહ્મ આનન્દમય છે. ત્યાંજ કહ્યું છે કે જે બ્રહ્મ જે બ્રહ્મને આનન્દસ્વરૂપ તથા નિર્ગુણ જાણે છે " **तद्ब्रह्मानन्दं निर्गुणं** " તેને કશો ભય નથી "**न बिभेति कुतश्चन**" બ્રહ્મના હાથ પગ વગેરે આનંદઘન આનંદાકાર છે. " **आनन्दमात्रकरपादमुखोदरादिः** " યાજ્ઞવલ્કય શ્રુતિમાં પણ " **परमात्मानं परमानन्दविग्रहम्** " પરમાત્માનું શરીર આનંદઘન છે એમ કહ્યું છે, શ્રુતિ જ્યાં બ્રહ્મને " **सत्यम्** " "**ज्ञानम्**" " **अनन्त** " કહે છે ત્યાં તેનું સ્વરૂપ "**आनन्द**" બતાવે છે. નૃસિંહતાપિની ઉ. માં બ્રહ્મનું સ્વરૂપ વર્ણવતાં કહ્યું છે કે બ્રહ્મ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, નિરંજન વિભુ " **आनन्दः** " પરઃ આદિ છે. ત્યાંજ તેને " **एकरसः** " કહ્યું છે. શ્રીમદ્ભાગવતમાં પણ ઘણી જગ્યાએ બ્રહ્મનું સ્વરૂપ આનંદઘન હોવાનું કહ્યું છે. " **तं सत्यमानन्दनिधिं भजेत्** " યોગીઓ આનંદરૂપ થઈ આનંદરૂપ ભગવાનને પામે છે. ધ્રુવસ્તુતિમાં કહે છે કે તમે (બ્રહ્મ) નિત્યમુક્ત, કૂટસ્થ, આદિપુરુષ ભગવાન **આનન્દમાત્ર** છો વિકારરહિત છો આવા પ્રભુને હું શરણે છું.

૧૬૦ શ્રુતિમાં તથા પુરાણોમાં શ્રીકૃષ્ણ તથા રામચંદ્રજીનું સ્વરૂપ પણ આનન્દઘન છે એવું ઘણે ઠેકાણે કહ્યું છે. શ્રીકૃષ્ણ પર બ્રહ્મ છે એવું જે પ્રકરણમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે ત્યાં શ્રીકૃષ્ણના સ્વરૂપને લગતાં શ્રુતિમાંથી સંખ્યાબંધ પ્રમાણો આપવામાં આવ્યા છે તેથી તે આ સ્થળે ફરીથી આપવાની જરૂર નથી. શ્રીરામચંદ્રજીના સ્વરૂપના સંબંધમા શ્રુતિ કહે છે છે—" **जगदाधारभूतं रामं वन्दे सच्चिदानन्दस्वरूपम् ॥ रमन्ते योगिनोऽनन्ते नित्यानन्दे चिदात्मनि ॥ इति रामपदेनासौ परं ब्रह्माभिधीयते ॥**

૧૬૧ પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણનાં પ્રાકૃત શરીરનાં દર્શન અર્જુન પોતાની પ્રાકૃત આંખથી હમેશાં કરતો, પરંતુ તે પ્રાકૃત આંખ પરબ્રહ્મના દિવ્ય સ્વરૂપનાં દર્શન કરવા સમર્થ નહોતી, તેથી દિવ્ય ચક્ષુ આપવાની શ્રીકૃષ્ણને તેણે પ્રાર્થના કરી અને દિવ્ય ચક્ષુ વડેજ પ્રભુનાં દર્શન

ગીતાનાં પ્રમાણો.

કરી શકયા. ચોથા અધ્યાયમાં પણ શ્રીકૃષ્ણે કહ્યું છે કે "जन्म कर्म च मे दिव्यम्" શ્રુતિમાં પરબ્રહ્મને ચારે તરફ હાથ પગ હોવાનું કહ્યું છે તેવીજ રીતે ગીતાજીમાં પણ કહ્યું છે (અ. ૧૩. શ્લો. ૧૩.) બ્રહ્મને પ્રાકૃત ઇન્દ્રિયો નથી એવું શ્રુતિમાં કહ્યું છે, તેવીજ રીતે ગીતાજીમાં પણ કહ્યું છે. વળી બ્રહ્મમાં વિરુદ્ધ ધર્મ હોવાનો સિદ્ધાન્ત પ્રતિપાદન કરતાં ગીતાજીમાં કહ્યું છે કે બ્રહ્મ પ્રાણીની અંદર છે અને બહાર પણ છે. બ્રહ્મ દૂર છે તેમ નજીક પણ છે. આવોજ વિચાર શ્રુતિમાં પણ જણાવ્યો છે. વળી ગીતાજી કહે છે કે બ્રહ્મ નિર્ગુણ છે. તેની સાથે ગુણનો ભોક્તા પણ છે. કર્તૃ છતાં અકર્તૃ છે બ્રહ્મ સમ છે. સર્વ પ્રાણિમાત્ર બ્રહ્મને સરખા છે. કોઈ પ્રિય કે કોઇ અપ્રિય નથી. આવું કહેવાની સાથેજ કહ્યું છે કે, જેઓ ભક્તિથી મારૂં ભજન કરે છે, તેઓ મારામાં છે અને હું તેમનામાં છું. (અ. ૯ શ્લો. ૨૯) જે બ્રહ્મ અગોચર છે, તેજ બ્રહ્મ ગોચર હોવાનું કહી ગીતાજીમાં કહ્યું છે કે, આ બ્રહ્મને પ્રાપ્ત કરવું તે મોટામાં મોટો લાભ છે. વળી અધ્યાય બીજામાં કહ્યું છે કે, જેને પરબ્રહ્મનાં દર્શન થાય છે તેની વિષયમાં આસક્તિ નષ્ટ થાય છે. (૨. ૫૯) પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છે કે, મારૂં રૂપ અચિન્ત્ય છે. હું સર્વને દર્શન આપતો નથી. (૭. ૨૫.) (૭. ૨૬.) પણ જેઓ હમેશાં મારામાંજ ચિત્ત રાખી મારૂં સ્મરણ કરે છે, તેવા ઉત્તમાધિકારીને હું સુલભ છું. (૮–૧૪) પરબ્રહ્મ પરમાત્મા "अज" "अव्यय" "विभु" છે. ઉપર આપણે બતાવી ગયા છીએ કે ગીતાજીનો તમામ ગ્રન્થ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ હોવાનું પ્રતિપાદન કરે છે. પરબ્રહ્મ શ્રીકૃષ્ણે પુનઃ પુનઃ કહ્યું છે કે હું અજ છું, અવ્યય છું, અનાદિ છું, તેમ છતાં અમુક કાર્યો કરવા અવતાર લઉ છું. અજ તેથી અવતાર લે નહી એવી દલીલ પરબ્રહ્મ માટે થઈ શકતી નથી. અવતાર લેવાથી વિભુત્વ નષ્ટ થતું નથી. પ્રભુ વિભુ છતાં હૃદયમાં બિરાજે છે એવું ગીતા તથા શ્રુતિમાં ઘણે ઠેકાણે લખ્યું છે. આ પ્રમાણે કહેવાથી વિભુત્વ નાશ થાય છે એવી દલીલ આર્યસમાજની સંસ્થાએ કોઇ ઠેકાણે કરી નથી અને કરી શકે પણ નહીં. સર્વભવનસમર્થ સર્વશક્તિમાન બ્રહ્મના સ્વરૂપની તુલના પ્રાકૃત મનુષ્યના ધોરણથી કદી થઇ શકેજ નહીં. બ્રહ્મમાં વિરુદ્ધ ધર્મો રહેલા છે એજ બ્રહ્મનું અગાધ માહાત્મ્ય છે. અને શ્રુતિએ એવા અગાધ માહાત્મ્યનું જ વર્ણન કર્યું છે. શ્રુતિમાં કહ્યું છે તે પ્રમાણે બ્રહ્મના સ્વરૂપનું ખરૂં જ્ઞાન ન હોય ત્યારેજ શ્રુતિમાં બ્રહ્મના સ્વરૂપ વિષે જણાવેલા વિચારોમાં વિરોધ જણાય છે. પણ બ્રહ્મ સંબંધીનું ખરૂં જ્ઞાન થાય થાય એટલે કદિ વિરોધ જણાતો જ નથી. એવો વિચાર જે સ્થળે જણાવ્યો છે ત્યાંજ શ્રુતિ કહે છે કે એજ બ્રહ્મ સાકાર. નિરાકાર બન્ને છે અને તે "સ્વભાવસિદ્ધ" છે. તેજ સ્થળે કહ્યુ છે કે પરમતત્ત્વ બ્રહ્મ સગુણ અને નિર્ગુણ બન્ને છે. આ સિદ્ધાન્ત લક્ષમાં રાખી એટલું ધ્યાનમાં રાખવાનું છે કે બ્રહ્મમાં તમામ અપ્રાકૃત, અલૌકિક, દિવ્ય ધર્મો રહેલાનું શ્રુતિ કહે છે અને બ્રહ્મમાં પ્રાકૃત ધર્મો નથી તેથી તેને નિર્ગુણ કહેવામાં આવ્યું છે. શ્રીવેદવ્યાસે બ્રહ્મસૂત્રમાં પણ આવોજ વિચાર જણાવ્યો છે. બ્રહ્મનો પ્રાકૃત આકાર નથી તેથી તેને નિરાકાર કહેલ છે. બ્રહ્મનું સ્વરૂપ, દિવ્ય અલૌકિક, આનંદાકાર, રસાકાર કહ્યું છે. શ્રુતિનો જે સિદ્ધાન્ત છે તેજ આ સંપ્રદાયનો સિદ્ધાન્ત છે.

૧૬૨ શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતોની પુષ્ટિમાં પરબ્રહ્મના સ્વરૂપને લગતા શ્રુતિ તથા ગીતાજીમાંથી પ્રમાણો આપણે આપી ગયા છીએ. હવે બ્રહ્મસૂત્રના થોડાં પ્રમાણો તરફ લક્ષ ખેંચવામાં આવે છે. શ્રીવેદવ્યાસે બ્રહ્મસૂત્રમાં શુદ્ધાદ્વૈતનુંજ પ્રતિપાદન કરેલું છે. પરબ્રહ્મમાં અલૌકિક ધર્મો હોવાથી બ્રહ્મને સર્વ ધર્મવાળું તેમણે માન્યું છે. શ્રુતિનાં પ્રમાણના આધારે પરબ્રહ્મની જે જે વિવિધ અને વિચિત્ર શક્તિઓ છે, તે તમામ તેની સહજ અને સ્વાભાવિક શક્તિઓ હોવાનું તેમણે સ્વીકાર્યું છે. બ્રહ્મમાં પ્રાકૃત ધર્મો, ગુણો રહેલા નથી, તેથી બ્રહ્મને વેદમાં નિર્ગુણ કહ્યું છે. તે વિચારવાનું સ્પષ્ટ રીતે સ્પષ્ટીકરણ કરતાં કહ્યું છે કે, **प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति** અને પરબ્રહ્મના અપ્રાકૃત ધર્મો અને પરબ્રહ્મ વચ્ચે અભેદ છે, એમ પણ તેમણે પ્રતિપાદન કર્યું છે, અવિકૃત પરબ્રહ્મ સર્વકર્તૃ છતાં અને પોતાની ઇચ્છા વડે અને પોતાની શક્તિથી જગદ્રૂપ થાય છે, તેમ છતાં તેમાં જરા પણ વિકાર થતો નથી અને અવિકૃતજ રહે છે, એ સિદ્ધાંત પ્રતિપાદન કરતાં શ્રીવેદવ્યાસે '**क्षीरवाद्धि**' '**अहिकुंडलवत्**' વગેરે દૃષ્ટાંતો આપ્યાં છે અને તેઓ લખે છે કે વિવિધ અને વિચિત્ર શક્તિવાળું પરબ્રહ્મ સર્વકર્તૃ છતાં અવિકૃત રહે તેમાં કશું આશ્ચર્ય નથી. વળી, બ્રહ્મસૂત્રમાંજ તેઓશ્રીએ કહ્યું છે કે, બ્રહ્મ "**आप्तकाम**" છતાં, રમણ કરવાની ઇચ્છાથી લીલા (ક્રીડા) કરે છે "**लोकवत्तु लीलाकैवल्यम्**" અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય પરબ્રહ્મથીજ થાય છે, એવું તેઓ સ્પષ્ટ રીતે કહે છે.

૧૬૩ પરબ્રહ્મનાં સ્વરૂપ વિષે શુદ્ધાદ્વૈતના જે મુખ્ય સિદ્ધાંતો છે, તે ઉપર વિદિત કરવામાં આવ્યા છે. અને દરેક સિદ્ધાંતનું સમર્થન શ્રુતિ, બ્રહ્મસૂત્ર તથા ગીતાજીના પ્રમાણો આપી કરવામાં આવ્યું છે. આ ત્રણે ગ્રંથોમાં પરબ્રહ્મનું જેવું સ્વરૂપ પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તેવુંજ સ્વરૂપ શ્રીમદ્ભાગવતમાં પણ વર્ણવામાં આવ્યું છે. ગ્રંથ વધારે મોટો થાય તે કારણથી શ્રીમદ્ભાગવતનાં દરેક વિચારની પુષ્ટિમાં પ્રમાણો આપવામાં આવ્યાં નથી. જે પક્ષ એવી દલીલ કરે છે કે, શ્રીમદ્ભાગવતમાં શ્રુતિ, ગીતા તથા બ્રહ્મસૂત્રવિરુદ્ધ, પરબ્રહ્મના સ્વરૂપ વગેરે વિષયો ઉપર, વિચારો જણાવ્યા છે, તેમને સવિનય વિનંતિ કરવામાં આવે છે કે, હાલની પ્રવૃત્તિના સમયમાં શ્રીમદ્ભાગવતના આખા ગ્રંથનું અવગાહન કરવાનો કદાચ વખત ન મળે, તો શ્રીમદ્ભાગવતની નીચેની પરબ્રહ્મની સ્તુતિઓનું તો મનન કરવાની ખાસ આવશ્યકતા છે. જો આ સ્તુતિઓમાં પરબ્રહ્મ સંબંધી જે વિચારો જણાવ્યા છે, તેનું દુરાગ્રહનો ત્યાગ કરી ખુલ્લા મનથી પૃથક્કરણ કરી મનન કરવામાં આવશે, તો શ્રીમદ્ભાગવત ઉપર આક્ષેપ મુકવાનો જરા પણ અવકાશ રહેતો નથી એવો નિશ્ચય થશે.

| સ્તુતિ કોણે કરી. | સ્કંધ. | અધ્યાય. |
|---|---|---|
| ૧ કુંતાજી .... .... .... .... .... .... | ૧. | ૮. |
| ૨ ભીષ્મ .... .... .... .... .... .... | ૧. | ૯. |
| ૩ દેવતાઓ .... .... .... .... .... .... | ૩. | ૫. |

| | | | |
|---|---|---|---|
| ૪ | બ્રહ્માજી .... .... .... .... .... .... | ૩. | ૯. |
| ૫ | ઋષિઓ .... .... .... .... .... .... | ૩. | ૧૩. |
| ૬ | સનત્કુમાર .... .... .... .... .... .... | ૩. | ૧૫. |
| ૭ | કર્દમ .... .... .... .... .... .... | ૩. | ૨૧. |
| ૮ | જીવ .... .... .... .... .... .... | ૩. | ૩૧. |
| ૯ | ધ્રુવ.... .... .... .... .... .... .... | ૪. | ૯. |
| ૧૦ | પૃથુ .... .... .... .... .... .... | ૪. | ૨૦. |
| ૧૧ | પ્રલ્હાદ .... .... .... .... .... .... | ૭. | ૯–૧૦. |
| ૧૨ | ગજેન્દ્ર .... .... .... .... .... .... | ૮. | ૩. |
| ૧૩ | બલિ .... .... .... .... .... .... | ૮. | ૨૨. |
| ૧૪ | સત્યવ્રત .... .... .... .... .... .... | ૮. | ૨૪. |
| ૧૫ | બ્રહ્માએ કૃષ્ણની, દેવકીના ગર્ભમાં હતા, તે વખતે કરેલી સ્તુતિ | ૧૦. | ૨. |
| ૧૬ | વસુદેવ અને દેવકી .... .... .... .... .... | ૧૦. | ૨. |
| ૧૭ | ઈંદ્ર .... .... .... .... .... .... .... | ૧૦. | ૨૭. |
| ૧૮ | અક્રૂર .... .... .... .... .... .... | ૧૦. | ૪૦. |
| ૧૯ | નારદ .... .... .... .... .... .... | ૧૦. | ૩૭. |
| ૨૦ | મુચુકુન્દ .... .... .... .... .... .... | ૧૦. | ૫૧. |
| ૨૧ | શ્રુતિ .... .... .... .... .... .... | ૧૦. | ૮૭. |

ધર્મ અને ધર્મી વચ્ચે પણ અભેદ છે.

૧૬૪ શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતો સાડાચારસો વર્ષ ઉપરજ શ્રીવલ્લભાચાર્યજીએ પ્રતિપાદન કર્યા છે, એ હકીકત ખરી નથી. તેઓશ્રી એકલાજ શુદ્ધાદ્વૈતના પ્રવર્તક નથી. આવો દાવો તેઓ અગર તેમની પછીના કોઇ આચાર્યશ્રીઓએ અગર તેઓશ્રીના સંપ્રદાયનું અવલંબન કરનાર કોઇ વિચારશીલ વૈષ્ણવે કર્યો નથી. ઇશ્વરપ્રણીત વેદ (શ્રુતિ) માં જે સિદ્ધાંતો છે, તે સિદ્ધાંતો શ્રીવલ્લભાચાર્યજીએ સબળ દલીલો અને કારણો આપી સ્વીકાર્યા છે. શ્રુતિના, બ્રહ્મસૂત્રના, ગીતાજીના અને પુરાણોના સમય પછી, બુદ્ધ, જૈન તથા માયાવાદના પ્રાબલ્યના સમયમાં કલુષિત અને નષ્ટપ્રાય થઇ ગએલા શુદ્ધાદ્વૈતનો અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીએ ઉદ્ધાર કર્યો છે અને તે પછી શ્રીવિઠ્ઠલનાથજી તથા શ્રીપુરુષોત્તમજી વગેરે આ સંપ્રદાયના સંખ્યાબંધ આચાર્યશ્રીઓએ અપૂર્વ વિદ્વત્તા બતાવી શુદ્ધાદ્વૈત ઉપર ઘણું ઉપયોગી અને મનન કરવા યોગ્ય અજવાળું નાંખ્યું છે. આ સર્વ આચાર્ય એવા નિર્ણય ઉપર આવ્યા છે કે, **જો કોઈ પણ સિદ્ધાંત શ્રુતિપ્રતિપાદિત હોય તો તે શુદ્ધાદ્વૈતજ છે.** આવા નિર્ણય ઉપર આવવામાં જો શ્રીવલ્લભાચાર્યજીએ માયાવાદના વિચારોનું અગર વેદવિરુદ્ધના બીજા વિચારોનું અંધશ્રદ્ધા રાખી અવલંબન કર્યું હોત તો વેદપ્રતિપાદિત શુદ્ધાદ્વૈતનો ઉદ્ધાર થઇ શકતજ નહિ. આર્યભૂમિના આચાર્યોએ અંધશ્રદ્ધા રાખી નથી, તેને લીધેજ તત્ત્વજ્ઞાનના સંબંધમાં બહોળા સાહિત્યનું આ ભૂમિ અભિમાન ધરાવી શકે છે અને જ્યાં અંધશ્રદ્ધા ન હોય ત્યાં સામા પક્ષની સૈકાઓ સુધી ચાલતી આવેલી

દલીલોનું સપ્રમાણ ખંડન કરવામાં અસાધારણ વિદ્વત્તાની અને શક્તિની જરૂર રહે છે. શ્રીવલ્લભાચાર્યજીના અને તેમની પછીના આચાર્યશ્રીઓના સંખ્યાબંધ ગ્રંથોમાં પ્રામાણિકપણે અવગાહન કરવાથી સહજ જણાઈ આવશે કે, તેમનામાં આવા પ્રકારની શક્તિ અને વિદ્વત્તા હતી. શ્રીવલ્લભાચાર્યજીને અગ્નિસ્વરૂપ તરીકે અને તેમની પછીના આચાર્યશ્રીઓને આચાર્ય તરીકે, આ સંપ્રદાયના અનુયાયીઓ સિવાય બીજાઓએ માનવા, કે ન માનવા એ વિચાર બાજુ ઉપર રાખતાં તેઓશ્રીએ તત્ત્વજ્ઞાનના ઉંડા વિષય ઉપર કેવા સૂક્ષ્મ અને ઉન્નતિકર વિચારો જણાવ્યા છે, તે જાણવાનું આર્યભૂમિની અને વેદના ધર્મની ઉન્નતિ ઈચ્છનાર દરેક આર્યનું કર્ત્તવ્ય છે, એમ હું માનું છું. આ સંપ્રદાયના સિદ્ધાંતો અવૈદિક છે, એવા આક્ષેપ મુકતા પહેલાં અવૈદિકત્વ પ્રમાણિકપણે સિદ્ધ કરવા, વખતનો સદુપયોગ કરવો ઘટે છે. આવો આક્ષેપ મૂકનારા ઘણાખરાઓએ અણુભાષ્ય તો શું, પણ શ્રીવલ્લભાચાર્યજીનો આવરણભંગની ટીકા સાથેનો તત્ત્વદીપનિબંધ નામનો ગ્રંથ પણ સત્ય જાણવાની ઈચ્છાથી ભાગ્યે વાંચ્યો હશે. પરબ્રહ્મના સ્વરૂપ વિષે શા સિદ્ધાંતો છે, તેનું દિગ્દર્શન ટુંકામાં ઉપર કરાવ્યું છે, અને શ્રીવલ્લભાચાર્યજીના દરેક વિચારનું સમર્થન શ્રુતિનાંજ સંખ્યાબંધ પ્રમાણો આપી કરવામાં આવ્યું છે. શ્રુતિનેજ શ્રીવલ્લભાચાર્યજીએ મુખ્યપ્રમાણ માની ગીતા તથા બ્રહ્મસૂત્ર પ્રમાણ તરીકે મનાતા ગ્રંથોના આધારે આ સર્વ ગ્રંથોની એકવાક્યતા તેઓશ્રીએ કરેલી છે. ખરી રીતે શુદ્ધાદ્વૈત સંપ્રદાયના ગુરુ ઈશ્વરપ્રણીત વેદ છે; અને ઈશ્વરપ્રણીત વેદના ગુરુ પરબ્રહ્મ પરમાત્મા ભગવાનજ છે અને તેથીજ કરી પરબ્રહ્મને શ્રુતિમાં અનેક સ્થળે 'ગુરુ' કહ્યા છે. શ્રુતિમાં અને પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણે શ્રીમુખથી અર્જુનને જે ઉપદેશ અને આજ્ઞા કરેલ છે, અને પ્રભુના અવતાર વેદવ્યાસે જે ઉપદેશ અને આજ્ઞા કરેલ છે તેજ ઉપદેશ અને આજ્ઞા શ્રીવલ્લભાચાર્યજીએ કરેલ છે. આપણે ઉપર કહી ગયા છીએ કે પરબ્રહ્મ પરમાત્માને શ્રીવલ્લભાચાર્યજીએ "એક" "અદ્વિતીય" "અક્ષરથી પર" અને "ઉત્તમ" કહેલા છે; શ્રુતિ પણ તેજ પ્રમાણે કહે છે, એવું સંખ્યાબંધ પ્રમાણોથી ઉપર બતાવી ગયા છીએ. જે પરમતત્ત્વ પરબ્રહ્મને શ્રુતિ એક, અદ્વિતીય, અક્ષરથી પર કહે છે, તેજ અવિકૃત શુદ્ધ પરબ્રહ્મને (માયાશબલ બ્રહ્મ નહીં) ક્રીડા, રમણ કરવાની ઈચ્છા થઇ, તેથી તે શુદ્ધ બ્રહ્મજ પોતાની ઈચ્છાથી અને પોતાની શક્તિથી જગદ્રૂપ બન્યા, અને તેમ છતાં અવિકૃતજ રહે છે. જગત્ બ્રહ્મરૂપજ હોઇ સત્ય છે મિથ્યા નહીં, આવો શ્રીવલ્લભાચાર્યજીનો સિદ્ધાંત છે. અને તેવોજ સિદ્ધાંત વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવતનો હોવાનું સંખ્યાબંધ પ્રમાણો આપી ઉપર પ્રતિપાદન કરવામાં આવ્યું છે. એક અદ્વિતીય પરબ્રહ્મમાં સર્વશકિતમત્ત્વ, સર્વજ્ઞત્વ, કર્તૃત્વ વગેરે ધર્મો છે, અને તે ધર્મો પરબ્રહ્મના સહજ અને સ્વાભાવિક છે, (માયાથી જણાય છે તેમ નહિ) આવો શ્રીવલ્લભાચાર્યજીનો અને વેદ વગેરેનો સિદ્ધાંત છે. પરબ્રહ્મમાં અપ્રાકૃત, અલૌકિક અસંખ્ય ગુણો છે, તેથી તેને વેદમાં સગુણ કહ્યું છે, અને પ્રાકૃત ધર્મોનો અભાવ હોવાથી, તેજ બ્રહ્મને નિર્ગુણ કહ્યું છે; આવો સિદ્ધાંત શ્રીવલ્લભાચાર્યજીનો છે. તેનું સમર્થન પણ વેદના સ્પષ્ટ પ્રમાણોથી કરવામાં આવ્યું છે. જ્યારે વેદજ એક સ્થળે નહીં પણ અનેક સ્થળે પોકારી પોકારીને એમ કહે છે કે,

પરબ્રહ્મમાં કર્તૃત્વ વગેરે સહજ ધર્મો છે, અને એકજ બ્રહ્મ સગુણ અને નિર્ગુણ બન્ને છે, તો પછી બ્રહ્મ તો કેવલ નિર્ગુણજ છે, અને માયાશબલ બ્રહ્મ સગુણ છે, એવા વિચારનું દુરાગ્રહ રાખી અવલંબન કરવાથી વેદને વસ્તુતઃ તિલાંજલિ અપાય છે, પરબ્રહ્મનું મહાત્મ્ય એવું અગાધ છે કે, તેમાં વિરુદ્ધ ધર્મો છે, એવું વેદ પુનઃ પ્રતિપાદન કરે છે. આજ સિદ્ધાંત ગીતાજીનો અને બ્રહ્મસૂત્રનો છે. અને તેજ સિદ્ધાંત શ્રીવલ્લભાચાર્યજીનો છે. બ્રહ્મને શ્રુતિમાં કેટલેક સ્થલે અગોચર, અગમ્ય, અલક્ષ્ય, અદૃશ્ય, અચિન્ત્ય, અનિર્દેષ કહ્યું છે; તેની સાથે શ્રુતિ એમ પુનઃ પુનઃ કહે છે કે ઉત્તમાધિકારીને એટલે કે જેને શુદ્ધ જ્ઞાન, ભક્તિ, યોગ, ધ્યાન સિદ્ધ થયા હોય તેને બ્રહ્મ અગોચર અગર અગમ્ય નથી, પણ બ્રહ્મજ સ્વેચ્છાથી આવા ઉત્તમાધિકારીને ગોચર અને ગમ્ય થાય છે. શ્રુતિ ત્યાં સુધી સ્પષ્ટ શબ્દોમાં આજ્ઞા કરે છે કે, બ્રહ્મને જો અગોચર અને નિરાકારજ માનવામાં આવે તો, આકાશની માફક તેને જડત્વનો દોષ લાગુ પડે; સામાન્ય બુદ્ધિથી વિચાર કરતાં પણ હરકોઈ વિચારશીલ અને સુજ્ઞને સહજ જણાવું જોઇએ કે, જે મનુષ્યને શુદ્ધ ભક્તિ, ધ્યાન, યોગ વગેરે સિદ્ધ થયા હોય, તેવા ઉત્તમાધિકારીને પણ બ્રહ્મની કૃપાથી બ્રહ્મનો સાક્ષાત્કાર ન થાય, તો એવા માત્ર ઓડારૂપ અને ઉત્તમાધિકારીને પણ તેની ઇચ્છાનુસાર ઉત્તમ ફલ આપી શકે નહી એવા અગોચરજ, અદૃશ્યજ અને અગમ્યજ બ્રહ્મનું અસ્તિત્વ માનવાનું શું પ્રયોજન છે? બ્રહ્મનું આવા પ્રકારનું સ્વરૂપ માનવાથી, બ્રહ્મને અને વેદને કેવળ અન્યાય આપવા જેવું છે. અમારા શુદ્ધાદ્વૈતનો તો એવો સિદ્ધાંત છે કે, પરબ્રહ્મ પરમાત્માને પ્રસન્ન કરવા અને તેમની સેવા કરવી એજ જીવનું કર્ત્તવ્ય છે. અને પરબ્રહ્મનો એવો ધર્મ છે, કે એવા ઉત્તમાધિકારી જીવને સાક્ષાત્કાર થવું અને તેને પોતાના સ્વરૂપનું દાન આપવું શ્રુતિનો આજ સિદ્ધાન્ત છે. ઉત્તમાધિકારી જીવોને પરબ્રહ્મ પરમાત્માએ સાક્ષાત્ દર્શન આપ્યાના, તેમની સાથે વાતચીત કર્યાના, તેમની ઇચ્છાનુસાર વર આપ્યાના, સેંકડો દાખલાઓ પુરાણોમાં મોજુદ છે. અમે પરબ્રહ્મનું જેવું સ્વરૂપ માનીએ છીએ, તેવું સ્વરૂપ લક્ષમાં રાખતાં, આ સર્વ દાખલા અમને તો સત્યજ લાગે છે, અને જ્યારે જ્યારે, પરબ્રહ્મ પરમાત્મા ભગવાને ઉત્તમાધિકારી જીવોને દર્શન આપ્યાં છે, ત્યારે ત્યારે, દિવ્ય ચક્ષુ આપી પોતાના દિવ્ય સ્વરૂપનાં દર્શન કરાવ્યાં છે.



# પ્રકરણ ૬ ઠું.

## જીવનું સ્વરૂપ.

૧૬૫ પરબ્રહ્મનાં સ્વરૂપનાં પ્રકરણમાં આપણે બતાવી ગયા છીએ કે પરબ્રહ્મ એક અને અદ્વિતીય છે. પરબ્રહ્મની બરાબરી કરી શકે એવું અગર તેનાથી અધિક કશું નથી. જગત્‌નો આવિર્ભાવ થયો તે પહેલાં પરમતત્ત્વ પરબ્રહ્મજ હતું. જગત્‌ની સ્થિતિ તેજ રાખે છે. અને જગત્‌નો લય તેનામાંજ થાય છે. પરબ્રહ્મ સર્વકર્તૃ છે, અને સર્વકર્તૃત્વ ધર્મ પરબ્રહ્મમાં સહજ, સ્વાભાવિક છે. એક અદ્વિતીય પરમતત્ત્વ પરબ્રહ્મની અનેક રૂપે થવાની–રમણ કરવાની–ક્રીડા કરવાની–ઇચ્છા થઇ, તેથી પરબ્રહ્મજ જગદ્રૂપ થયા છે, આવો વેદનો સ્પષ્ટ સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્તની પુષ્ટિમાં શ્રુતિમાંથી સંખ્યાબંધ પ્રમાણો પાંચમાં પ્રકરણમાં આપવામાં આવ્યાં છે. અને તે પ્રમાણોમાંનાં કેટલાંક આ પછીના પ્રકરણમાં જગત્‌નું સ્વરૂપ બતાવતાં આપવામાં આવશે, તેથી તે પ્રમાણો અત્રે આપવાનું ઉચિત ધારતા નથી.

૧૬૬ પરબ્રહ્મનું સ્વરૂપ જણાવતાં એમ બતાવવામાં આવ્યું છે કે શુદ્ધાદ્વૈત–બ્રહ્મવાદમાં તો કોઈપણ જાતનું ન્યૂનાધિક્ય કર્યા સિવાય શ્રુતિ, ગીતા, તથા બ્રહ્મસૂત્રથી પરબ્રહ્મનું જેવું સ્વરૂપ સિદ્ધ થાય છે તેવુંજ શ્રીવલ્લભાચાર્યજીએ સ્વીકાર્યું છે. હવે જીવનાં સ્વરૂપ વિષે તેઓશ્રીએ પોતાના ગ્રન્થોમાં જે વિચારો જણાવ્યા છે તેનું, દુરાગ્રહનો ત્યાગ કરી શુદ્ધ બુદ્ધિથી મનન કરવામાં આવશે તો એવો નિશ્ચય થશે કે ઉપર જણાવેલા ગ્રન્થોથી જીવનું જેવું સ્વરૂપ સિદ્ધ થાય છે તેવુંજ તેઓશ્રીએ સ્વીકાર્યું છે.

૧૬૭ શ્રીવલ્લભાચાર્યજીનાં પ્રમાણો આપી જીવનું સ્વરૂપ કેવા પ્રકારનું બ્રહ્મવાદમાં માનવામાં આવ્યું છે તે લખતાં પહેલાં જીવનાં સ્વરૂપ વિષે માયાવાદના કેવા સિદ્ધાન્તો છે તે ટુંકામાં બતાવીશું.

જીવનાં સ્વરૂપ વિષે માયાવાદના વિચારો.

૧૬૮ માયાવાદ એમ માને છે કે બ્રહ્મ અવિદ્યાથી જીવરૂપે જણાય છે. આ વિચાર પ્રમાણે જીવને મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે. બ્રહ્મવાદ એમ માને છે કે હું અનેક રૂપે થાઉં એવી ક્રીડા કરવાની બ્રહ્મને ઇચ્છા થતાં બ્રહ્મજ પોતાનો પૂર્ણ પ્રકટ આનંદ તિરોધાન કરી જીવસ્વરૂપ ગ્રહણ કરી રમણ કરે છે. બ્રહ્મ જેમ સત્ય છે તેમ જીવ પણ સત્ય છે. જગત્‌ને પણ બ્રહ્મવાદ સત્યજ માને છે, માયિક કે મિથ્યા નહીં. માયાવાદનો એવો સિદ્ધાન્ત છે કે જીવ જ્ઞાનમાત્ર ચૈતન્ય છે. બ્રહ્મવાદ એમ કહે છે કે શ્રુતિને પ્રમાણ તરીકે માનતાં જીવ જ્ઞાતા છે અને ચૈતન્યજ્ઞાન તેનો ધર્મ ગુણ છે. જીવ ધર્મી છે, અને ચૈતન્ય તેનો ધર્મ છે. જેમ ધર્મી સૂર્ય અને તેના ધર્મ પ્રકાશ વચ્ચે અભેદ છે, તેવી રીતે ધર્મી જીવ અને તેના ધર્મ ચૈતન્ય વચ્ચે અભેદ છે. માયાવાદ જીવ વિભુ હોવાનું માને છે. અને

બ્રહ્મવાદનો એવો સિદ્ધાંત છે કે જીવ અણુ છે. "આરાગ્રમાત્ર" છે. તેની સાથે બ્રહ્મવાદ એમ કહે છે કે જીવમાં આનંદાંશ પ્રકટ થાય ત્યારેજ જીવમાં વિભુત્વ પ્રકટ થાય છે. આનંદાંશના પ્રાકટ્યના અભાવે જીવ અણુજ છે. માયાવાદનો એવો સિદ્ધાન્ત છે કે જીવ બ્રહ્મનો અંશ નથી પણ અવિદ્યાવડે તે બ્રહ્મનો અંશ હોવાનું જણાય છે. બ્રહ્મવાદ એમ માને છે કે જીવ બ્રહ્મનો અંશજ છે અને અંશાશિભાવે કરીને જીવબ્રહ્મનો અભેદ છે. જીવનાં સ્વરૂપ વિષેના બ્રહ્મવાદના જે સિદ્ધાન્તો હોવાનું ઉપર કહ્યું છે, તેની પુષ્ટિમાં શ્રીવલ્લભાચાર્યજીના ગ્રન્થોમાંથી પ્રમાણો આપવામાં આવશે. પરન્તુ તે પ્રમાણો આપતાં પહેલાં આર્યસમાજની સંસ્થા જીવનું કેવા પ્રકારનું સ્વરૂપ માને છે તે ટુંકામાં બતાવીશું.

જીવનાં સ્વરૂપ વિષે આર્યસમાજનાં વિચારો.

**૧૬૯** સ્વામી દયાનંદસરસ્વતીએ પોતાના સત્યાર્થપ્રકાશને પાને, ૧૮૩ થી ૧૮૭ સુધીમાં જીવનાં સ્વરૂપ વિષેના વિચારો જણાવ્યા છે. પાને ૧૮૩ મે તેમણે એવો પ્રશ્ન મૂકયો છે કે જીવ અને ઇશ્વરના સ્વરૂપ, ગુણ, કર્મ અને સ્વભાવ કેવાં છે? આ પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજી કહે છે કે, "બન્ને ચૈતન્યસ્વરૂપ છે, બેઉનો સ્વભાવ પવિત્ર, અવિનાશી, ધાર્મિક આદિ છે પરન્તુ સૃષ્ટિની ઉત્પાત્ત પ્રલય સર્વને નિયમમાં રાખવા જીવોને પાપ-પુણ્યનાં ફળ આપવા આદિ પરમેશ્વરનાં ધર્મયુક્ત કર્મ છે, અને સંતાનોત્પત્તિ, તેમનું પાલન, શિલ્પવિદ્યાદિ શુભ અશુભ એ જીવના કર્મો છે. નિત્ય જ્ઞાન, આનંદ, અનંત બલાદિ ગુણો ઇશ્વરના છે. અને જીવના ગુણ ઇચ્છા દ્વેષ, સુખ, દુઃખ વગેરે," આવો વિચાર જણાવી પાને ૧૮૪ મે એવો પ્રશ્ન મૂકયો છે કે જીવ શરીરમાં ભિન્ન છતાં વિભુ છે કે પરિચ્છિન્ન છે? તેનો ઉત્તર આપતાં તેઓ લખે છે કે "જીવ પરિચ્છિન્ન છે. જો વિભુ હોય તો જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, જન્મ, સંયોગ, વિયોગ, જવું, આવવું કદી નહીં થઇ શકતે, એટલા માટે જીવનું સ્વરૂપ અલ્પજ્ઞ, અલ્પ, સૂક્ષ્મ છે અને પરમેશ્વર સર્વવ્યાપકસ્વરૂપ છે. માટે જીવ અને પરમેશ્વરનો વ્યાપ્યવ્યાપકસંબંધ છે." પાને ૧૮૫ મે સ્વામીજી કહે છે કે "પરમેશ્વર વ્યાપક અને જીવ વ્યાપ્ય છે. જેમ આ વ્યાપક–વ્યાપ્યસંબંધ ઇશ્વર અને જીવનો છે, તેમજ સેવ્યસેવક સ્વામિભૃત્ય, રાજાપ્રજા, અને પિતાપુત્ર, આદિ પણ સંબંધ છે." આવો વિચાર જણાવી માયાવાદ પોતાના વિચારની પુષ્ટિમાં જે પ્રમાણો ઉપર આધાર રાખે છે તેનો હવાલો આપી તે મતનું ખંડન કરવામાં આવ્યું છે. અને તેજ પાને સ્વામીજી એમ કહે છે કે "જીવ અને બ્રહ્મ એક નથી. જેમ કોઇ બીજાને કહે છે કે, "હું" અને "તે" એક છીએ તેમ તે સમાધિસ્થ જીવ પરમેશ્વરમાં પ્રેમબદ્ધ થઇને નિમગ્ન થાય છે, તે કહી શકે છે કે "હું અને બ્રહ્મ" અર્થાત્ અવિરોધી એક અવકાશસ્થ છીએ. જે જીવ પરમેશ્વરના ગુણ, કર્મ સ્વભાવને અનુકૂલ પોતાના ગુણકર્મ સ્વભાવને કરે છે તે સાધર્મ્યે કરીને બ્રહ્મસાથે એકતા કરી શકે છે." પાને ૧૮૬ મે તેઓ કહે છે. "अयमात्मा ब्रह्म" અર્થાત્ સમાધિદશામાં જ્યારે યોગીને પરમેશ્વર પ્રત્યક્ષ થાય છે, ત્યારે તે કહે છે કે આ જે મારામાં વ્યાપક છે તેજ બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે, આવો વિચાર જણાવી તેઓ કહે છે કે જે આજકાલના વેદાન્તી જીવબ્રહ્મની એકતા કરે છે, તે

વેદાન્તશાસ્ત્રને જાણતા નથી. પાને ૧૮૯ મેં કેટલીક દલીલ કરી તેઓએ જીવનાં સ્વરૂપ વિષે એવો વિચાર જણાવ્યો છે કે પરમેશ્વરના અનંત જ્ઞાન, આનંદ, બલ, ક્રિયા, નિર્ભ્રાન્તત્વ અને વ્યાપકતા એ જીવથી અને જીવના અલ્પ જ્ઞાન, અલ્પ બલ, અલ્પ સ્વરૂપ, સર્વભ્રાંતિત્વ અને પરિચ્છિન્નતાદિ ગુણો, એ બ્રહ્મથી પરસ્પર ભિન્ન હોવાથી જીવ અને પરમેશ્વર એક નથી, કેમ કે એમનું સ્વરૂપ પણ ભિન્ન છે.

૧૭૦ આર્યસમાજ જીવ બ્રહ્મનો અંશ છે અને અણુ છે એમ માને છે અને જીવ વિભુ હોવાના માયાવાદના વિચારનું તેમના ગ્રન્થોમાં ખંડન કરવામાં આવ્યું છે. બારમા સૈકામાં શ્રીરામાનુજ આચાર્યે વિશિષ્ટાદ્વૈત સ્વીકારી જીવ વિભુ હોવાનો માયાવાદનો વિચાર અવૈદિક છે અને જીવ બ્રહ્મનો અંશ છે એવો સિદ્ધાન્ત પોતાના ગ્રન્થમાં પ્રતિપાદન કરેલો છે. ત્યાર બાદ શ્રીવલ્લભાચાર્યજીએ સાડાચારસો વર્ષ ઉપર માયાવાદના વિચારોનું ચૂર્ણશઃ ખંડન કરેલું છે. તેમના તથા તેમની પછીના શ્રીપુરુષોત્તમજી વગેરે થઇ ગએલા આચાર્યોના ગ્રન્થોમાં બતાવેલા બ્રહ્મવાદના વિચારોનું માયાવાદના કોઇ પણ અનુયાયીએ પ્રામાણિકપણે, અને નિર્ણયકારક રીતે અત્યાર સુધીમાં ખંડન કર્યું નથી. જગદ્‌ગુરુ હોવાનો દાવો રાખનાર સંન્યાસી માધવતીર્થે અમો પુષ્ટિમાર્ગના અનુયાયીઓને ગાળો ભાંડવામાં અને અમારા ઉપર અઘટિત નીચ પ્રહારો કરવામાં બાકી રાખી નથી. પોતાનો અમૂલ્ય વખત આવી રીતે ગુમાવી, રાગ દ્વેષ, અહંતામમતાને વશ થઇ સંન્યાસધર્મથી ભ્રષ્ટ થવાને બદલે પરબ્રહ્મ, જીવ, અને જગતના સ્વરૂપ વિષેના માયાવાદના વિચારો વેદ–ગીતા અને સૂત્ર પ્રતિપાદિત છે એવું પ્રામાણિક રીતે પ્રતિપાદન કરવા પોતાના વખતનો સદ્‌ઉપયોગ કરવામાં આવ્યો હોત તો જગત્ ઉપર મહાન્ ઉપકાર થાત.

૧૭૧ હવે શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદના ગ્રન્થોમાંથી પ્રમાણો આપી બ્રહ્મવાદમાં જીવનું સ્વરૂપ કેવું માનવામાં આવે છે તે બતાવીશું અને બ્રહ્મવાદના વિચારોનું શ્રુતિ, ગીતા, સૂત્ર, તથા શ્રીમદ્‌ભાગવતનાં પ્રમાણો આપી સમર્થન કરતા જઈશું.

શુદ્ધાદ્વૈત-બ્રહ્મવાદમાં જીવના સ્વરૂપ વિષેના વિચારો.

૧૭૨ શ્રીવલ્લભાચાર્યજીના તત્ત્વદીપનિબંધના શાસ્ત્રાર્થપ્રકરણમાં કહ્યું છે કે પરમતત્ત્વ બ્રહ્મને "હું એક છું તે અનેક રૂપે થાઉં" એવી સત્યસંકલ્પવાળી ઇચ્છા થતાં તે ઇચ્છામાત્રથી બ્રહ્મમાંથી બ્રહ્મભૂત અંશરૂપ જીવોનું વ્યુચ્ચરણ થયું.

"बहु स्यां प्रजायेयेति वीक्षा तस्य ह्यभूत्सती ॥ तदिच्छामात्रतस्तस्माद् ब्रह्मभूतांशचेतनाः ॥

તે પછીના શ્લોકમાં શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે જેમ આગ્નમાંથી તણખા નિકળે છે તેમ સૃષ્ટિના આદિકાલમાં બ્રહ્મની ઇચ્છાથી બ્રહ્મના ચિદંશમાંથી અસંખ્ય નિરાકાર જીવ નિકળ્યા, બ્રહ્મના સદંશમાંથી જડ પદાર્થો નિકળ્યા અને બ્રહ્મના આનંદાંશસ્વરૂપથી અંતર્યામિરૂપો નીકળ્યાં.

सृष्ट्यादौ निर्गताः सर्वे निराकारास्तदिच्छया । विस्फुलिंगा इवाग्नेस्तु सदंशेन जडा अपि ॥ आनदांशस्वरूपेण सर्वान्तर्यामिरूपिणः ॥

આ શ્લોક ઉપરની પ્રકાશ નામની પોતાની ટીકામાં કહ્યું છે કે બ્રહ્મને બહુરૂપ થવાની ઇચ્છા થઈ ત્યારે અનેકત્વ અને ઉચ્ચનીચત્વનો સંકલ્પ કર્યો. શ્લોક ૩૧ માં "निराकार" લખ્યું છે, તે વિષે પ્રકાશમાં પોતે લખે કે–તે સર્વ જીવ સાકાર અને ભગવદ્રૂપ છતાં, ઉચ્ચનીચભાવની ઇચ્છાથી નિર્ગમન પામવાથી નિરાકાર થયા. આ શ્લોક ઉપરની આવરણ ભંગ નામની ટીકામાં ગોસ્વામિશ્રીપુરુષોત્તમજીમહારાજે લખ્યું છે કે જીવનું સ્વરૂપ ચિત્પ્રધાન છે. ચૈતન્ય એ જીવનું સ્વરૂપ અને તેનો ધર્મ છે. શ્રુતિમાં પણ આવોજ વિચાર જણાવી કહ્યું છે કે "प्रज्ञया शरीरं समारुह्य" આ ઉપરથી સહજ જણાશે કે, શ્રુતિમાં ચૈતન્યને કરણ–સાધન માનેલું છે, તેથી એમ સિદ્ધ થાય છે કે, ચૈતન્ય ધર્મ અને જીવ ધર્મી છે.

૧૭૩ આપણે તત્ત્વદીપ નિબંધનો ૩૧ મો શ્લોક ઉપર ટાંકેલો છે તેમાં જીવના બ્રહ્મમાંથી વ્યુચ્ચરણ થવાના સંબંધમાં લખતાં શ્રીમહાપ્રભુજીએ જીવને બ્રહ્મનો અંશ કહેલો છે. આવોજ વિચાર બૃહદારણ્યકોપનિષદ્‌માં નીચે પ્રમાણે બતાવ્યો છે.

જીવ બ્રહ્મનો અંશ છે એવો શુદ્ધાદ્વૈતનો શ્રુતિનો, ગીતાજીનો, બ્રહ્મસૂત્રનો અને ભાગવતનો સિદ્ધાંત છે.

**स यथोर्णनाभिस्तन्तुनोच्चरेद्यथाग्नेः क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्त्येवमेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युच्चरन्ति तस्योपनिषत्सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम् ॥**

અર્થ:—જેમ કરોળીઓ તંતુવડે બહાર જાળ બાંધે છે અને જેમ અગ્નિમાંથી સૂક્ષ્મ તણખા નિકળે છે તેમજ બ્રહ્મમાંથી તમામ પ્રાણો, તમામ લોક, તમામ દેવ અને સર્વ ભૂત વ્યુચ્ચરણ પામે છે. પ્રાણો સત્ય છે. બ્રહ્મમાંથી નિકળેલા બધા પદાર્થો સત્ય છે અને જેમાંથી તમામ પદાર્થો વ્યુચ્ચરણ પામ્યા છે તે બ્રહ્મ પણ સત્ય છે.

શ્રીવલ્લભાચાર્યજીએ જીવ બ્રહ્મનો અંશ છે એવો જે વિચાર બતાવ્યો છે તેવો વિચાર શ્રુતિમાં એકજ સ્થળે બતાવ્યો છે એમ નથી, પરન્તુ ઘણીજ જગ્યાએ બતાવેલો છે. મુણ્ડકઉપનિષદ્‌માં પણ જીવનાં વ્યુચ્ચરણ વિષે નીચે પ્રમાણે કહ્યું છે.

**यथा सुदीप्तात्पावकात् क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति एवमेवैतस्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे जीवाः कपूयचरणा रमणीयचरणाः**

અર્થ:—જેમ અત્યંત પ્રજ્વલિત થએલા અગ્નિમાંથી સૂક્ષ્મ તણખા નિકળે છે તેમ એ આત્મામાંથી સર્વ પ્રાણ, સર્વ લોક અને ખરાબ આચરણવાળા અને સારા આચરણ વાળા જીવોનું વ્યુચ્ચરણ થાય છે. આ સ્થળે પણ અગ્નિ અને અગ્નિના તણખાનું દૃષ્ટાંત આપી સારા અને ખરાબ આચરણવાળા એટલે દૈવી આસુરી જીવોનું વ્યુચ્ચરણ બ્રહ્મમાંથી થાય છે, એવો સિદ્ધાંત નિઃસંદિગ્ધપણે પ્રતિપાદન કર્યો છે. અને બ્રહ્મવાદમાં શ્રીવલ્લભાચાર્યજીનો પણ આજ સિદ્ધાંત છે. ગીતાજીમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે સૃષ્ટિનો આવિર્ભાવ

થયો, ત્યારથીજ દૈવી અને આસુરી સંપત્ ચાલી આવે છે. બ્રહ્મસૂત્રમાં શ્રીવેદવ્યાસે પણ જીવનાં વ્યુચ્ચરણ તથા સ્વરૂપ વિષે એવોજ વિચાર બતાવી કહ્યું કે **'अंशो नानाव्यपदेशात्'** અર્થ–જીવ બ્રહ્મનો અંશ છે કેમકે નાના પ્રકારે કથન કરવામાં આવેલો છે. પરબ્રહ્મ પરમાત્મા ભગવાન્ શ્રીકૃષ્ણે પણ શ્રીમુખથી અર્જુનને બોધ આપતાં જીવનાં સ્વરૂપ વિષે આજ્ઞા કરી છે કે જીવ મારોજ અંશ છે. જેવો વિચાર જીવનાં સ્વરૂપ વિષે શ્રુતિમાં, ગીતાજીમાં, સૂત્રમાં જણાવેલો છે તેવોજ વિચાર શ્રીમદ્ભાગવતમાં પણ ઘણી જગ્યાએ બતાવ્યો છે. જીવને એકાદશ સ્કંધમાં પરબ્રહ્મ પરમાત્માની કલા કહી છે અને જીવને પરબ્રહ્મનો અંશ કહેલો છે.

૧૭૪ આ ઉપરથી હરકોઇ વિચારશીલ સુજ્ઞને સહજ જણાશે કે જીવ બ્રહ્મનો અંશ હોવાનો શુદ્ધાદ્વૈતનો સિદ્ધાંત, વેદ, ગીતા, સૂત્ર અને શ્રીમદ્ભાગવતપ્રતિપાદિત છે. જીવ બ્રહ્મનો અંશ નથી અને તે બ્રહ્મની માફક વિભુ છે એવો વિચાર જણાવનારાઓ વેદ, ગીતા અને સૂત્ર ઉપર દેખીતી રીતે પગ મૂકે છે. જીવ વિભુ છે એવા સિદ્ધાંતને દુરાગ્રહથી વળગી રહેવાની ખાતર તેવો વિચાર ધરાવનારાઓને પોતાના ઘરના શબ્દો ઉપરના સૂત્રમાં અને પ્રમાણોમાં ઉમેરી, અને બ્રહ્મને લાગુ પડતાં શ્રુતિનાં પ્રમાણો જીવને લાગુ પાડી મનસ્વી અને પાયા વિનાની દલીલોમાં ઉતરવું પડે છે.

૧૭૫ શ્રીવેદવ્યાસના સૂત્ર ઉપર શ્રીશંકરાચાર્યે શારીરિક ભાષ્ય લખ્યું છે. આ ભાષ્યનું ડોકટર થીબોએ અંગ્રેજીમાં ભાષાન્તર કર્યું છે અને તેમણે તે ગ્રંથના ઉપોદ્ઘાતમાં નીચે પ્રમાણે પોતાના વિચારો જણાવ્યા છે.

૧ શંકરાચાર્યનું શારીરિક ભાષ્ય ઘણે ઠેકાણે અસલ સૂત્રોને અનુસરતું નથી. ૨ જે સૂત્રો જીવનું કદ ( પરિણામ ) બતાવે છે તે સૂત્રો શંકરાચાર્યના ભાષ્ય પ્રમાણે સમજી શકાતાં નથી. ૩ જે સૂત્રમાં જીવને બ્રહ્મનો અંશ કહેલો છે, તે સૂત્રમાં વિના આધારે શંકરાચાર્ય ' **अंश इव** ' એવો અર્થ કરે છે. ૪ વૈદિક સિદ્ધાંત સંબંધી ઘણા અગત્યના વિષયો ઉપર શંકરાચાર્યનું ભાષ્ય બ્રહ્મસૂત્રોને અનુસરતું નથી.

૧૭૬ શ્રીવલ્લભાચાર્યજીએ તત્ત્વદીપનિબંધમાં જીવ બ્રહ્મનો અંશ હોવાનું કહેવાની સાથે એમ પણ કહ્યું છે કે " **जीवस्त्वाराग्रमात्रो हि** " જીવ માત્ર ડાંગરની અણી જેવડો એટલે અણુ છે. ( શ્લોક ૫૭ ) શ્રુતિમાં પણ તેવોજ વિચાર જણાવ્યો છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે:—

જીવ " આરાગ્રમાત્ર " છે. અણુ છે.

**अंगुष्टमात्रो रवितुल्यरूपः संकल्पाहंकारसमन्वितो यः ॥**
**बुद्धेर्गुणानात्मगुणेन चैवं आराग्रमात्रो ह्यपरोऽपि दृष्टः ॥**

અર્થ—જીવ સંકલ્પ અને અહંકારયુક્ત છે, તે સૂર્યના જેવો પ્રકાશ વાળો છે અંગુષ્ઠ જેવડો છે. અને પોતાના ગુણથી આરાગ્રમાત્ર છે. જ્ઞાનચક્ષુવાળા પુરુષોએ જીવને દેવથી ભિન્ન પણ જોએલો છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રુતિ પણ જીવ પોતાના સ્વરૂપથી " આરાગ્રમાત્ર " હોવાનું કહે છે. તેજ ઉપનિષદ્‌માં જીવનાં સ્વરૂપ વિષે લખતાં

એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો છે કે જીવ વાળના સોમા ભાગનાં સોમા ભાગ જેવડો છે, જીવ જાણુવા યોગ્ય છે અને તે અનંતપણાને માટે સમર્થ થાય છે.

**बालाग्रतभागस्य शतधा कल्पितस्य तु ॥ भागो जीवः स विज्ञेयः सचानन्त्याय कल्पते ॥**

નૃસિંહતાપનીય ઉપનિષદ્‌માં પણ કહ્યું છે કે જીવ અણુપરિણામવાળો છે.

વળી શ્રુતિમાં એવી પણ આજ્ઞા કરી છે કે 'આ જીવાત્મા અણુ છે અને તે અંતઃકરણથી જાણવા યોગ્ય છે'

૧૭૮ શુદ્ધાદ્વૈતનો એવો સિદ્ધાંત છે કે જીવ અણુ હોવા છતાં અને હૃદયસ્થ છતાં ગંધની માફક તેનો પ્રકાશ (ચૈતન્ય) આખા શરીરમાં ફેલાય છે. શુદ્ધાદ્વૈતમાર્તંડમાં પણ એવોજ વિચાર જણાવી કહ્યું છે કે: અર્થ—જીવ અણુ છે અને પ્રભુનો અંશ છે. ચૈતન્ય તેનો ગુણ છે અને તે ચૈતન્ય આખા શરીરમાં પ્રસરી જાય એવું છે.

જીવ અણુ અને હૃદયસ્થ છતાં તેનું ચૈતન્ય આખા શરીરમાં પ્રસરે છે.

બ્રહ્મસૂત્રમાં પણ શ્રીવેદવ્યાસજીએ તેવોજ વિચાર જણાવ્યો છે. "**व्यतिरेको गन्धवत्**" એ સૂત્રમાં એવું પ્રતિદાન કર્યું છે કે પુષ્પ જો કે એક ઠેકાણે પડયું હોય છે તેમ છતાં તેનો ગંધ આસપાસ પ્રસરે છે; મણિ એક સ્થલમાં રહ્યા છતાં તેનું તેજ ઘણા સ્થલમાં પ્રસરી જાય છે; તેવી રીતે જીવ એક સ્થળ(હૃદય)માં રહ્યા છતાં તેનું ચૈતન્ય આખા શરીરમાં પ્રસરી જાય છે. આ વિચારનું સ્પષ્ટીકરણ શ્રીવેદવ્યાસે બ્રહ્મસૂત્રમાં બીજાં દૃષ્ટાંતો આપીને વિશેષ કર્યું છે. અર્થ–સૂર્યાદિક એક સ્થલમાં રહે છે તેમ છતાં તેનો પ્રકાશ સર્વત્ર પડે છે; તેવી રીતે જીવ એક સ્થલમાં રહ્યો છે, છતાં તેનો ચૈતન્યરૂપ ગુણ આખા શરીરમાં ફેલાઇ જાય છે. ચંદનનું દૃષ્ટાંત આપી શ્રીવેદવ્યાસે બ્રહ્મસૂત્રમાં સ્પષ્ટ રીતે આજ્ઞા કરી છે કે જેમ ચંદનનો લેપ કપાળમાં કર્યા છતાં તેની શીતળતા સર્વ શરીરમાં પ્રસરે છે તેવી રીતે જીવ અણુ છે અને હૃદય દેશમાં રહ્યો છે, તેમ છતાં તેનું ચૈતન્ય આખા શરીરમાં પ્રસરે છે. વળી શ્રુતિમાં અનેક સ્થળે કહ્યું છે કે જીવ અને ઇશ્વર બે પક્ષીઓ, સાથે રહેનાર સખા છે અને સમાન વૃક્ષમાં રહે છે. (જુવો. ઉ. નાં પાના ૨૩. ૬૬૯, ૭૩૯) જો બ્રહ્મની માફક જીવ પણ વિભુ હોય તો શ્રુતિમાં એવો વિચાર કદી જણાવે નહી. જો જીવ અણુ હોય તોજ વિભુ ઇશ્વર સાથે રહેનાર હોઇ શકે. શ્રુતિમાં અનેક જગ્યાએ લખ્યું છે કે જીવાત્મા નિશ્ચય હૃદય ભાગમાં રહેલો છે, આ સિદ્ધાંત પણ એમ પ્રતિપાદન કરે છે કે જીવ અણુ છે. જીવ હૃદયદેશમાં રહે છે એવું કહેવાની સાથેજ શ્રુતિ આજ્ઞા કરે છે કે તેનું ચૈતન્ય આખા શરીરમાં વ્યાપ્ત છે. રોમ સુધી અને નખોના આગળના ભાગ સુધી જીવનું ચૈતન્ય પ્રસરે છે. વળી તેની સાથે એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે જીવ બુદ્ધિ વડે શરીરનું આરોહણ કરી રહેલો છે. એમ શ્રુતિ કહે છે એટલે શરીરમાં આવવામાં બુદ્ધિને કારણરૂપ કહી છે. જીવ શરીરમાં વ્યાપ્ત ન હોય તોજ તે બુદ્ધિવડેજ શરીરમાં પેસે એવો વિચાર ઘટી શકે. પુરંજનના આખ્યાનમાં શ્રીભાગવતમાં પણ કહ્યું છે કે જીવે બુદ્ધિસાથે ઠરાવ કરી શરીરમાં પ્રવેશ કરીને હૃદયમાં રહેલો છે. જીવ અણુ હોય તોજ આ વિચાર ઘટી શકે.

૧૭૮ જીવ પરમાર્થતઃ બ્રહ્મનો અંશ હોવાનો અને તેનું સ્વરૂપ અણુ હોવાનો શુદ્ધાદ્વૈત–બ્રહ્મવાદનો સિદ્ધાંત છે. અને શ્રુતિ, બ્રહ્મસૂત્ર, ગીતાજી તથા શ્રીમદ્‌ભાગવતનો તેવોજ સિદ્ધાંત હોવાનું સિદ્ધ થાય છે.

૧૭૯ જીવનાં વ્યુચ્ચરણ તથા સ્વરૂપના સંબંધમાં બ્રહ્મવાદનો એવો સિદ્ધાંત છે કે બ્રહ્મના આનંદાંશસ્વરૂપવડે તમામ અંતર્યામિરૂપો નિકળ્યા છે, તે અંતર્યામિમાં બ્રહ્મના સત્ ચિત્ અને આનંદ એ ત્રણે અંશ છે. જીવમાં સત્ અને ચિત્ છે પણ આનંદનો તિરોભાવ છે. ( પ્રકટ આનંદ નથી. ) અને જડ પદાર્થોમાં ફક્ત સત્ છે અને તેમાં ચિત્ તથા આનંદ એ બન્નેનો તિરોભાવ છે.

૧૮૦ જેમ જીવોનું બહુત્વ છે તેમ અંતર્યામીનું પણ બહુત્વ છે, કારણકે હંસ રૂપથી જીવ તથા અંતર્યામી એ બંનેનો એક હૃદયમાં પ્રવેશ છે. એટલે કે દરેક જીવની સાથે અંતર્યામી છે. શ્રુતિમાં આવોજ વિચાર જણાવી કહ્યું છે કે જીવ અને અંતર્યામી બન્ને હૃદયગુહામાં રહેલા છે. ( ક. ઉ. ) જડ તથા જીવમાં બ્રહ્મના આનંદાંશનો તિરોભાવ હોવાથી બન્ને નિરાનંદ છે આનંદને આકારના અર્થમાં વાપરી જડ તથા જીવ કે જે નિરાનંદ છે તેને ત. નિ. ના શ્લોક ૩૩ માં નિરાકાર કહ્યા છે. જો જીવમાં પ્રકટ આનંદ હોય તો તેને દુઃખી થવાનો સંભવજ રહેતો નથી, પણ પ્રકટ આનંદના અભાવથી તેને દુઃખ થાય છે. જીવમાં આનંદનો તિરોભાવ છે એવું શ્રુતિમાં કહ્યું છે. શ્રીવેદવ્યાસે બ્રહ્મસૂત્રમાં પણ તેવોજ વિચાર જણાવનાં કહ્યું છે કે " **पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बंधविपर्ययौ** " આ સૂત્રનો અર્થ એવો છે કેઃ—

**અર્થઃ**—પરબ્રહ્મનો પરમાનંદ ગુપ્ત થઇ જાય ત્યારે માત્ર સદંશ અને ચિદંશ, બે અંશ જીવમાં પ્રકટ રહે છે એટલે પ્રકટ સદંશ પ્રકટ ચિદંશ, અને ગુપ્ત આનંદાશ ભગવદ્રૂપ ભગવદંશ જીવ છે. પરંતુ જીવનો આનંદાંશ ગુપ્ત થઇ જવાથી તેજ વખતે ભગવદિચ્છાથી જીવનાં ઐશ્વર્યાદિ છ ધર્મ પણ ગુપ્ત થઇ ગયા. પરબ્રહ્મનાં અભિધ્યાનમાત્રથીજ, ઇચ્છાથીજ ભગવદ્‌ધર્મનો જીવમાં તિરોભાવ થઇ ગયો. ઐશ્વર્ય તિરોહિત થયું એટલે જીવ દીન, પરાધીન થઇ ગયો. વીર્ય તિરોહિત થઇ ગયું તેથી જીવને સર્વ દુઃખ ખમવાં પડે છે. યશઃ ગુપ્ત થઇ ગયું એટલે જીવ સર્વહીન બની ગયો. શ્રીનો તિરોભાવ થવાથી જન્માદિ વગેરે વિપત્તિઓ જીવને પડી. જ્ઞાનનું તિરોધાન થયું એટલે દેહ, પ્રાણ, ઇંદ્રિય, અંતઃકરણમાં આત્મબુદ્ધિનો જીવ આરોપ કરે છે અને આત્મામાં અનાત્મબુદ્ધિ રાખે છે. જ્ઞાનના તિરોભાવથી સર્વ વિપરીત જ્ઞાન જીવને થાય છે. અને જ્ઞાનરહિત જીવ સર્વ વિપરીતજ જુવે છે. વૈરાગ્ય નામનો ભગવદ્‌ધર્મ તિરોભાવ થવાથી વિષયાસક્તિ જીવને પ્રાપ્ત થઇ. ઐશ્વર્ય, વીર્ય, યશઃ અને શ્રી એ ચાર ભગવદ્‌ધર્મોનો તિરોભાવ થવાથી જીવને સંસારનો બંધ પ્રાપ્ત થયો. અને જ્ઞાન તેમજ વૈરાગ્ય એ બે ભગવદ્‌ધર્મો ગુપ્ત થવાથી જીવને વિપર્યય પ્રાપ્ત થયો.

બ્રહ્મનો આનંદાંશ જીવમાં પ્રકટ થાય ત્યારે બ્રહ્મનું વિભુત્વ જીવમાં પ્રકટ થાય છે.

૧૮૧. કોઇ એવો પ્રશ્ન કરે કે જીવમાં કોઇ પણ વખતે અને કોઇ પણ સંયોગમાં બ્રહ્મનું વિભુત્વ પ્રકટ થાય છે કે નહીં ? તો તેના ઉત્તરમાં વિદિત કરવાનું કે બ્રહ્મનો જે આનંદાંશ જીવમાં તિરોહિત છે, તે આનંદાંશ પ્રકટ થાય–ભગવાનના વૈરાગ્ય વગેરે છ ધર્મો જીવમાં ગુપ્ત થયાનું આપણે કહી ગયા છીએ, તે ધર્મો પ્રકટ થાય ત્યારે તે જીવ બ્રહ્મ-ભાવ અથવા સાયુજ્યને પ્રાપ્ત કરે છે એવો શુદ્ધાદ્વૈતનો સિદ્ધાંત છે. શ્રુતિમાં કહ્યું છે કે “ स च अनन्ताय कल्पते” વ્યાસસૂત્રમાં એવું સૂત્ર છે કે “ पुंस्त्वादिवत्तस्य सतोऽभिव्यक्तियोगात् ” આ સૂત્રમાં તિરોહિત આનંદનો આવિર્ભાવ પ્રતિપાદન કરેલો છે, તેથી જ ગુપ્ત આનંદાંશ પ્રકટ કરવો એ જીવનું કર્ત્તવ્ય છે. આનંદાંશ પ્રકટ થતાં ભગવદ્ધર્મ પ્રકટ થાય છે. શ્રીવલ્લભાચાર્યજીએ ત. નિ. ના શ્લોક ૩૯ માં આવોજ સિદ્ધાંત પ્રતિપાદન કરી કહ્યું છે કેઃ–જ્યારે જીવમાં ભગવદાવેશ આવે છે ત્યારેજ તેનું વ્યાપકત્વ પ્રકટ થાય છે. શ્રુતિમાં જીવનું વ્યાપકત્વ કહેલું છે, તે જીવમાં ભગવદાવેશ આવે ત્યારેજ ઘટે છે. આનંદાંશના એટલે કે ગુપ્ત થએલા ભગવદ્ધર્મના પ્રાકટ્યના અભાવે જીવ અણુજ છે. ( ત. નિ. ૬૭ ) ભગવદ્ધર્મના આવેશથી ભગવાનના ધર્મ, વ્યાપકતા, વગેરે જીવમાં જણાય છે. જેમ અગ્નિના પ્રવેશથી લોઢાના ગોળામાં જણાતું દાહકત્વ લોઢાનું નથી પણ અગ્નિનું છે, તેવી રીતે વ્યાપકત્વ એ જીવનો ધર્મ નથી પણ ભગવદાનંદ પ્રકટ થવાથી એ ભગવદાવેશનુંજ વ્યાપકત્વ છે. વળી બ્રહ્મવાદ એમ પણ કહે છે કે જ્યારે જીવમાં આનંદાંશ પ્રકટ થાય છે ત્યારે તેમાં કરોડો બ્રહ્માંડ પ્રતીત થાય છે, આ પ્રમાણે જીવ પરિચ્છિન્ન પણ છે અને વ્યાપક પણ છે. બ્રહ્મનું જ્ઞાન થવાથી જીવનું બ્રહ્મત્વ થાય છે, અને તે બ્રહ્મત્વ આનંદાંશના આવિર્ભાવ–પ્રાકટ્યથી થાય છે તેથીજ શ્રુતિ કહે છે કે જીવ બ્રહ્મને જાણે ત્યારે બ્રહ્મજ થાય છે. વ્યાપકત્વ એ આનંદાંશનોજ ધર્મ છે ચિદંશનો નથી, તેથી શ્રુતિ, ગીતા તથા સૂત્રમાં કહ્યા પ્રમાણે જીવને અણુ માનવો એજ વૈદિક સિદ્ધાન્ત છે. પરબ્રહ્મના સ્વરૂપનાં મથાળાં નીચે આપણે બતાવી ગયા છીએ કે બ્રહ્મનો વિરુદ્ધધર્માશ્રયત્વધર્મ છે, તેથી બ્રહ્મનો આનંદાશ પ્રકટ થવાથી પરિચ્છેદ, અને વ્યાપકત્વ એ બન્ને ધર્મ હોઇ શકે છે. ભગવદાવેશથી વ્યાપકત્વ થવાથી જીવનું અણુત્વ જતું રહેતું નથી.

જીવને પ્રાકૃત ઇન્દ્રિયો ગ્રહણ કરી શકતી નથી પણ તેનું યોગાદિથી ગ્રહણ થાય છે.

૧૮૨. કોઇ જીજ્ઞાસુ એવો પ્રશ્ન કરે કે જીવ તેજ છે કે નહી અને જીવનું પ્રાકૃત ઇન્દ્રિયો ગ્રહણ કરી શકે છે કે નહી તો તેના ઉત્તરમાં શ્રીવલ્લભા-ચાર્યજી તત્ત્વદીપનિબંધમાં અને પ્રકાશમાં અને ગોસ્વામી શ્રીપુરુ-ષોત્તમજી આ ગ્રન્થ ઉપરની પોતાની આવરણભંગ નામની ટીકામાં કહે છે કે જીવનો ચૈતન્યગુણ પ્રકાશક છે. અને જીવના પ્રકાશક ચૈતન્યગુણને લીધેજ જીવને તેજોવત્ “ज्योति” કહેવામાં આવે છે. પ્રાકૃત ઇંદ્રિયો જીવનું ગ્રહણ કરી શકતી નથી, તેમ બીજા પ્રકાશથી જીવ પ્રકાશ્ય પણ નથી (ત. નિ. ૫૯), પરન્તુ જીવ ત્રણ પ્રકારથી જોઇ શકાય છે. (૧) યોગ સિદ્ધ થવાથી,

(૨) જે દૃષ્ટિવડે ભગવાન જોઇ શકાય છે તે દૃષ્ટિથી, (૩) દિવ્યજ્ઞાન દૃષ્ટિથી "**योगेन भगवद्दृष्टया दिव्यया वा प्रकाशते**" (ત. નિ. ૬૦) આજ વિચારનું સ્પષ્ટીકરણ પ્રકાશ નામની ટીકામાં શ્રીવલ્લભાચાર્યજીએ કરતાં કહ્યું છે કે શાસ્ત્રોમાં જીવને "જ્યોતિ" કેટલેક ઠેકાણે કહ્યો છે, તેનું કારણ એ છે કે એ ચૈતન્યગુણ પ્રકાશક છે. જ્યોતિ કહ્યો છે તેથી એમ માનવાનું નથી કે જીવ તેજ છે. જીવમાં રૂપત્વાદિક નથી, તેથી પ્રાકૃત ઇંદ્રિયો તેને ગ્રહણ કરી શકતી નથી. જીવને રૂપનો અભાવ છે તેથી પ્રાકૃત ઇંદ્રિયસંયોગનો અભાવ છે. શ્રુતિમાં ઘણી જગ્યાએ કહ્યું છે કે પરમાત્મા અગોચર છે એટલે કે મન, બુદ્ધિ, ઇંદ્રિય પ્રાણ તેમને સ્પર્શ કરી શકતા નથી કે જાણી શકતા નથી. (આ પ્રમાણો પરબ્રહ્મના સ્વરૂપ નીચે આપવામાં આવ્યા છે) જીવ પણ પરમાત્માનો અંશ છે તેથી પરમાત્માના અંશ જીવને પણ મન, બુદ્ધિ, પ્રાણ, ઇંદ્રિયો જોઈ શકતાં નથી. આવોજ વિચાર આવરણ-ભંગમાં શ્રીપુરુષોત્તમજી મહારાજે દર્શાવી કહ્યું છે કે જીવ તેજ હોય તો રૂપ ગુણ તેમ તેમની સાથે હોવા જોઇએ. અને રૂપ હોય તો લૌકિક ઇંદ્રિયોથી જીવ જણાવો જોઇએ, પણ લૌકિક પ્રાકૃત ઇન્દ્રિયોથી જણાતો નથી એ સુપ્રસિદ્ધ છે. ઇંદ્રિયો બહાર ગમન કરનારી હોવાથી બહારના વિષયોને જોઈ શકે છે પણ તેનાથી અંતરાત્મા જોઇ શકાતો નથી. બ્રહ્મને અગોચર કહેવાની સાથે શ્રુતિગોચર કહી એવી આજ્ઞા કરે છે કે, યોગથી, દિવ્ય દૃષ્ટિથી દિવ્ય જ્ઞાનથી બ્રહ્મનાં દર્શન થઇ શકે છે. આ સિદ્ધાંતની પુષ્ટિમાં પરબ્રહ્મનાં સ્વરૂપના પ્રકરણમાં સંખ્યાબંધ પ્રમાણો આપવામાં આવ્યાં છે. જેમ બ્રહ્મ યોગાદિકથી ગોચર, ગમ્ય, દૃશ્ય થાય છે તેમ જીવ પણ તેવા સાધનોથી ગ્રાહ્ય થાય છે. ઘ્રાણથી ગંધ, જીહ્વાથી રસ વગેરેનું ગ્રહણ થાય છે એ સુપ્રસિદ્ધ નિયમ છે. લૌકિક ઇંદ્રિયોથી લૌકિકનુંજ ગ્રહણ થાય છે. સદંશથી સદંશનું ગ્રહણ થઇ શકે છે. અને સદંશ બાહ્ય છે, જીવ તો ચિદંશ છે એમ આપણે બતાવી ગયા છીએ. તેથી સદંશ ચક્ષુ તેને (ચિદંશ જીવને) જોઈ શકતી નથી, પરન્તુ જ્યારે ચક્ષુ આનંદરૂપ થાય છે. ત્યારેજ તે આનંદાંશને ગ્રહણ કરી શકે છે. યોગ જ્યારે સિદ્ધ થાય છે ત્યારે તેમાં જ્ઞાનાંશ પ્રકટ થાય છે, તેથી આવા યોગીનું મન હૃદયની અંદરજ જીવાત્માને જોઇ શકે છે, બહાર જોઈ શકતું નથી. ભગવાનની ઇચ્છા દર્શન આપવાની થાય ત્યારે દૃષ્ટિમાં આનંદાંશ પ્રકટ થાય છે અથવા ભક્તિથી આનંદાંશ પ્રકટ થવાથી તે દિવ્ય દૃષ્ટિ ભગવાનનાં દિવ્ય સ્વરૂપનાં દર્શન કરી શકે છે અને તેવી દૃષ્ટિ જીવને પણ જોઈ શકે છે. વૃત્રાસુરના વધ વખતે દિવ્યદૃષ્ટિવાળા દેવતાઓને વૃત્રાસુરના દેહમાંથી નિકળેલાં જ્યોતિનું દર્શન થયાનું શ્રીમદ્ભાગવતના છઠ્ઠા સ્કંધમાં લખ્યું છે અને શિશુપાળના વધ વખતે મનુષ્યોને ભગવદ્દર્શન હોવાથી શિશુપાલના દેહમાંથી નિકળેલા જ્યોતિનું તેમને દર્શન થયાનું ભાગવતના દશમ સ્કંધમાં લખ્યું છે. અર્જુનને જ્યારે શ્રીકૃષ્ણે દિવ્ય ચક્ષુ આપ્યાં ત્યારેજ તે ચક્ષુવડે તે શ્રીકૃષ્ણના દિવ્ય સ્વરૂપનાં દર્શન કરી શક્યા હતા. નારદને દર્શન આપવાની પ્રભુની ઇચ્છા થઇ ત્યારે તેને પણ દિવ્ય ચક્ષુ આપી પોતાનાં દિવ્ય સ્વરૂપનાં દર્શન આપ્યાં હતાં; આવા અનેક દાખલાઓ પુરાણો વગેરેમાં મોજુદ છે.

# પ્રકરણ ૭ મું.

## જગતનું સ્વરૂપ.

૧૮૩ " પરબ્રહ્મનાં સ્વરૂપ " આ પ્રકરણમાં આપણે કહી ગયા છીએ કે, જે પરમતત્ત્વ પરબ્રહ્મને વેદમાં " એક " " અદ્વિતીય, " " જ્યેષ્ઠ " "પરથી પર" અને "અક્ષરથી પર " કહ્યું છે, તેજ પરબ્રહ્મ સર્વશક્તિમત્, સર્વકર્તૃ, સ્વતંત્ર, આત્મતંત્ર, સર્વનું આધાર અને સધર્મક છે. પરમ તત્ત્વ પરબ્રહ્મને બહુરૂપે થવાની ઇચ્છાથી થઇ તેથી, રમણ કરવા, ક્રીડા કરવા, તેજ બ્રહ્મ પોતાની શક્તિથી જગદ્રૂપે બન્યું. પરબ્રહ્મજ જગતનું સમવાયિ અને નિમિત્ત કારણ છે. અવિકૃત પરબ્રહ્મ સર્વકર્તૃ છતાં અવિકૃતજ રહે છે, આવો શ્રુતિનો સિદ્ધાંત છે, એવું શ્રુતિનાં સંખ્યાબંધ પ્રમાણો આપી આપણે પ્રતિપાદન કરી ગયા છીએ. અને શુદ્ધાદ્વૈત–બ્રહ્મવાદ–અવિકૃતપરિણામવાદનો તો આવોજ સિદ્ધાંત છે, એવું તે પ્રકરણમાં બતાવી ગયા છીએ. માયાવાદ જગત્‌ને મિથ્યા માને છે. શ્રીઆદિશંકરાચાર્યનો જગતનાં સ્વરૂપ વિષે એવો સિદ્ધાંત છે કે, બ્રહ્મ સત્ય છે, અને જગત્ મિથ્યા છે, માયિક છે. " ब्रह्म सत्यं जगन्मिथ्या " બ્રહ્મવાદમાં જગત્ બ્રહ્મરૂપજ છે. બ્રહ્માનન્ય છે. જે છે તે સર્વ બ્રહ્મજ છે. કાર્યકારણનો અભેદ છે. વિશિષ્ટાદ્વૈત અને આર્યસમાજની સંસ્થા જગત્‌ને સત્ય માને છે. માયાવાદનો સિદ્ધાંત વેદવિરુદ્ધ છે અને જગત્ સત્ય હોવાનો સિદ્ધાંત વેદપ્રતિપાદિત છે એમ બતાવીશું.

૧૮૪ શ્રુતિમાં કહ્યું કે હું ( પરમાત્મા ) એક છું, અને બહુ રૂપે થાઉં. ક્રીડા કરવા વાસ્તે જગત્ મેં રચ્યું છે. પોતે એક હોવાથી રમણ કરતા નથી. (તેથી) તેણે બીજાની ઇચ્છા કરી. ( મુંડક. ઉપ. પાનું ૫૯૭ ). સર્વપરિપૂર્ણ પરબ્રહ્મ એવા નારાયણ પોતાની ઇચ્છાથીજ ક્રીડા કરે છે. ( મહા. નારા. ઉપ. પાનું ૪૮૧). પરબ્રહ્મ પુરુષ નારાયણે હું પ્રજા સર્જું એવી ઇચ્છા કરી. ( નૃ. તા. ઉપ. ) હું બહુરૂપે થાઉં અને પ્રજાને ઉત્પન્ન કરૂં એવી તેને ઇચ્છા થઈ. ( તૈત્તિ. ઉપ. પાનું. ૩૩ ). સૃષ્ટિની પૂર્વે આ આત્મા એક જ હતો. અન્ય કાંઇ હતું નહીં. પ્રાણીને હું સર્જું એવી તેણે ઇચ્છા કરી અને તેણે આ લોકને ઉત્પન્ન કર્યા. ( તૈત્તિ. ઉપ. પાનુ. ૩૮ ). તે એક અને અદ્વિતીય બ્રહ્મે હું બહુ થાઉં અને પ્રજા ઉત્પન્ન કરૂં એવી ઇચ્છા કરી. ( છાં. ઉપ. પાનું ૮૨ ). અને તેજ સ્થળે કહ્યું છે કે હું નામ અને રૂપને પ્રકાશ કરૂં ( છા. ઉપ. ) ઈત્યાદિ.

૧૮૫ આ ઉપરથી સિદ્ધ થાય છે કે, એક અદ્વિતીય પરબ્રહ્મને રમણ કરવાની–ક્રીડા કરવાની, બહુરૂપે થવાની ઇચ્છા થઇ. હવે આ પરમતત્ત્વ પરબ્રહ્મમાંથીજ જગતનો આવિર્ભાવ થાય છે, પરબ્રહ્મજ જગત્‌ની સ્થિતિ રાખે છે, અને પરબ્રહ્મમાંજ જગત્‌નો લય થાય છે, એવું પ્રતિપાદન કરનારા શ્રુતિના, બ્રહ્મસૂત્રના, ભગવદ્‌ગીતાના અને શ્રીમદ્‌ભાગવતનાં પ્રમાણો આપીશું.

"यश्च विश्वं सृजति विश्वं बिभर्ति विश्वं भुंक्ते स आत्मा।" જે ( આ ) વિશ્વને સૃજે છે, ધારણ કરે છે, અને ગળી જાય છે, તે (આ) આત્મા (જ) છે. (શાંડિલ્ય. ઉપ. પાનું ૫૫૫) મહાનારાયણ ઉપનિષદ્‌માં ( પાને ૪૭૬ મેં ) કહ્યું છે કે, "स सर्वकारणमूलम् × × × विविधविचित्रानन्तजगदाकारो भवति × × × अस्यैकैकरोमकूपान्तरेष्वनन्तकोटिब्रह्मांडानि स्थावराणि च जायन्ते × × × नारायणादखिललोकाश्च जायंते × × × सर्वाणि भूतानि सर्वाणिच्छदांसि नारायणादेव समुत्पद्यन्ते नारायणात् प्रवर्तंते नारायणे प्रलीयंते ॥" સર્વ કારણના મૂલ પરબ્રહ્મ વિવિધ, વિચિત્ર અને અનન્ત જગત્‌રૂપ થાય છે. આ પરબ્રહ્મના એક એક રોમના છિદ્રમાં કરોડો બ્રહ્માંડ, તથા સ્થાવર પદાર્થો ઉત્પન્ન થાય છે. સર્વ પ્રાણીઓ, સર્વચ્છંદો નારાયણથીજ ઉત્પન્ન થાય છે, નારાયણથીજ પ્રવર્તે છે, અને નારાયણમાંજ લય પામે છે. નારાયણ ઉપનિષદ્‌માં પણ આ પ્રમાણેજ આજ્ઞા કરતાં કહ્યું છે કે, પ્રજાને સર્જું એવી પરબ્રહ્મ નારાયણને ઇચ્છા થઇ તેથી, નારાયણમાંથીજ આકાશ, વાયુ, તેજ, વગેરે ઉત્પન્ન થયા છે, નારાયણ તેની સ્થિતિ રાખે છે, અને નારાયણમાં જ તે તમામ લીન થઇ જાય છે. નૃસિંહ તાપનીય ઉપનિષદ્‌માં કહ્યું છે કે, પરબ્રહ્મ પરમાત્મા પ્રાણી માત્રને સર્જીને તેમાં પ્રવેશ કરીને રહે છે. મુંડક ઉપનિષદ્‌માં આજ્ઞા કરી છે કે જેવી રીતે કરોળીઓ પોતાનામાંથી લાળને ઉત્પન્ન કરી તેને ગળી જાય છે, તેજ પ્રમાણે બ્રહ્મમાંથીજ આ વિશ્વની ઉત્પત્તિ થાય છે, અને બ્રહ્મમાંજ તેનો લય છે. માંડૂક્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કે, આજ સર્વનો ઈશ્વર છે, સર્વજ્ઞ છે, અન્તર્યામી છે, સર્વનું ઉત્પત્તિસ્થાન છે, અને સર્વ વસ્તુમાત્રનું લયસ્થાન પણ આજ છે. તેજ આત્મા છે. તૈત્તિરીય ઉપનિષદ્‌માં આવોજ વિચાર જણાવી કહ્યું છે કે જે કાંઇ સર્વ આ છે, તેને પરબ્રહ્મે સર્જ્યું છે. અને સર્જીને તેમાં પ્રવેશ કર્યો છે. તેજ ઉપનિષદ્‌માં આ સિદ્ધાંતનું વિશેષ સ્પષ્ટીકરણ કરતાં આજ્ઞા કરી છે કે, જેમાંથી આ સર્વ ભૂતમાત્ર ઉત્પન્ન થાય છે, જેનાથી તેઓ જીવે છે, અને તેઓ અન્તે પ્રવેશ કરે છે, તે બ્રહ્મ છે, એમ તું ( હે પુત્ર ભૃગુ ! ) જાણ. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે કે, જે આ કાંઇ સર્વ છે, તે બ્રહ્મેજ સર્જ્યું છે, શ્વેતાશ્વેતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે, પરબ્રહ્મ વિશ્વના સ્રષ્ટા અનેક રૂપ, ભુવનના ગોપ્તા અને વિશ્વના અધિપતિ છે. તેજ ઉપનિષદ્‌માં કહ્યું છે કે, પરબ્રહ્મને કાંઇ કરવાપણું નથી. તેમજ કાર્ય કરવા તેને કાંઈ સાધન પણ નથી. તેના સમાન કોઇ નથી, અને તેનાથી અધિક પણ કોઇ નથી. ઉત્તમ એવી વિવિધ પ્રકારની શ્રુતિમાં કહેલી, આ પરમાત્માની ક્રિયાશક્તિ તથા જ્ઞાનશક્તિ સહજ તથા સ્વાભાવિક છે. તે એક છે, વશી છે, તે એક બીજને બહુ પ્રકારે કરે છે. તે પ્રકાશે છે, ત્યારેજ સર્વ તેની પછી પ્રકાશે છે. આ બ્રહ્મ વિશ્વના કર્તા છે, વિશ્વના જ્ઞાતા છે, આત્મયોનિ છે, સર્વત્ર ગતિવાળા છે અને ભુવનના રક્ષક છે. આ બ્રહ્મ જગતમાં પ્રવેશ કરીને જુદા જુદા રૂપે થયા છે, એક સર્વને વશ કરનાર, સર્વ ભૂતોના અન્તરાત્મા, એક રૂપને ઘણે પ્રકારે કરે છે.

કઠ ઉપનિષદ્‌માં કહ્યું છે કે, આત્માજ ખરેખર જગદ્‌રૂપ થયા છે. અથર્વ વેદમાં એક સ્થળે કહ્યું છે કે, પરબ્રહ્મ પરમાત્મા, જેમને પ્રજાપતિ પણ કહે છે, તેમણે ઉત્તમ, મધ્યમ

અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકારનું જગત્ સર્જ્યું છે. તેજ વેદમાં એક સ્થળે વળી આજ્ઞા કરી છે કે, પરબ્રહ્મ પરમાત્માએજ પોતાનાં સામર્થ્યથીજ દેવ, મનુષ્ય વગેરે સર્વને ઉત્પન્ન કર્યા છે. યજુર્વેદમાં કહ્યું છે કે નાના પ્રકારની સૃષ્ટિ ઈશ્વરમાંથીજ ઉત્પન્ન થઇ છે "ઋગ્વેદમાં કહ્યું છે કે જે વિવિધ પ્રકારની સૃષ્ટિ આપણા જોવામાં આવે છે, તે બ્રહ્મમાંથીજ થઇ છે, તે આ સર્વ વિશ્વના અધ્યક્ષ છે. તેજ વેદમાં કહ્યું છે કે, બ્રહ્મ કલ્પે કલ્પે સૂર્યાદિક સૃજે છે, ઇત્યાદિ.

૧૮૬ શ્રુતિમાં જેવી આજ્ઞા કરી છે તેવીજ આજ્ઞા પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણે અર્જુનને જ્ઞાન આપતી વખતે કરી છે. તે નીચે પ્રમાણે છેઃ—

આખા જગત્‌ના પ્રલય અને ઉદ્‌ભવનું સ્થાન હું જ છું, મને જ સર્વ પ્રાણીમાત્રનું સનાતન કારણ જાણ. હુંજ સર્વનું ઉત્પત્તિસ્થાન છું, અને સર્વ મારામાથીજ પ્રવર્તે છે. હું પ્રાણીઓનો આદિ, મધ્ય અને અંત છું. ઉત્પત્તિસ્થાન, પ્રલયસ્થાન, સ્થિતિ, નાશ, અને અક્ષય કારણ હુંજ છું. બ્રહ્મસૂત્રમાં પણ શ્રીવેદવ્યાસે પરમતત્ત્વ પરબ્રહ્મજ જગતનું કારણ છે, અને જગત્ તથા બ્રહ્મનો અભેદ છે, એવું ઘણી જગ્યાએ કહેલું છે, શ્રીમદ્‌ભાગવતનો પણ તેજ સિદ્ધાન્ત છે. (જુઓ પેરેગ્રાફ ૧૪૨.)

૧૮૭ જગતનું સ્વરૂપ શ્રુતિ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્‌ભાગવતમાં કેવા પ્રકારનું કહ્યું છે, તે બતાવતાં કેટલાંક પ્રમાણો ઉપર ટાંકેલાં છે; તે ઉપરથી સહજ જણાશે કે, જગત્ સત્ય છે, અને માયાવાદ માને છે તે પ્રમાણે અસત્ય, મિથ્યા, માયિક, કલ્પિત નથી. શ્રીકૃષ્ણે અર્જુનને બોધ આપતાં સ્પષ્ટ રીતે કહ્યું છે કે, જગત્ અસત્ય છે એવું કહેનારને આસુર કહેવા. પરબ્રહ્મ સર્વકર્તૃ છે, અને પરબ્રહ્મમાંથીજ જગત્‌નો આવિર્ભાવ થયો છે; બ્રહ્મ સત્ય છે એ નિર્વિવાદ છે, તેથી કાર્ય—જગત્ સત્ય હોવુંજ જોઇએ એ સ્પષ્ટ છે. વળી શ્રુતિમાં અનેક સ્થળોએ જગત્‌નાં સ્વરૂપ વિષે કહેતાં એવી સ્પષ્ટ આજ્ઞા કરી છે કે જગત્ સત્ય છે અને બ્રહ્મરૂપજ છે.

૧૮૮ મુંડક ઉપનિષદ્‌માં કહ્યું છે કે, આ વિશ્વ પુરુષજ છે. તેજ ઉપનિષદ્‌માં કહ્યું છે કે આ વિશ્વ બ્રહ્મજ છે. તૈત્તિરીય ઉપનિષદ્‌માં કહ્યું છે કે, જે આ કાંઇ છે, તે સત્ય છે. છાંદોગ્ય ઉપનિષદ્‌માં કહ્યુ છે કે, આ સર્વ ખરેખર બ્રહ્મ છે. શ્વેતાશ્વેતર અને સુબાલ ઉપનિષદોમાં કહ્યું છે કે, જે આ કાંઇ સર્વ થઇ ગયું છે, અને જે થવાનું છે તે સર્વ પુરુષજ છે. મહોપનિષદ્‌માં કહ્યું છે કે આ સર્વ સમસ્ત, ખરેખર બ્રહ્મ છે. અધ્યાત્મ ઉપનિષદ્‌માં કહ્યું છે કે, આ સર્વ વિશ્વ બ્રહ્મ પોતેજ છે, તેનાથી ભિન્ન કશું નથી. તેમાં વળી કહ્યું છે કે બ્રહ્મ એક અને અદ્વય છે અહિં તેનાથી જુદું કાંઇ નથી. છાંદોગ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કે, માટીના પિંડાનું જ્ઞાન થવાથી માટીમાં બનેલી સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે, અને ઘટ શરાવ આદિ તો નામમાત્રજ છે, પણ વસ્તુતઃ તો સર્વે માટીજ છે, અને માટીરૂપે સત્ય છે. તેજ પ્રમાણે આ સર્વ વિશ્વ પણ બ્રહ્મરૂપ છે અને તેથી સત્ય છે. કૈવલ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કે જે થઇ ગયું અને થવાનું છે, સનાતન છે, તે તે સર્વ આજ (બ્રહ્મ) છે. યોગશિખા ઉપનિષદ્‌માં કહ્યું છે કે—આ પ્રપંચ (વિશ્વ) નું ઉપાદાનકારણ બ્રહ્મજ છે, અન્ય નથી. તેથી, આ સર્વ વિશ્વ બ્રહ્મજ છે, બ્રહ્મથી ભિન્ન નહિ. પરમાત્મા

બ્રહ્મમાંથી સર્વ ભૂતમાત્ર ઉત્પન્ન થાય છે, તેથી સર્વ બ્રહ્મજ છે, એમ જાણવું. બ્રહ્મજ સર્વ જુદા જુદા પ્રકારના નામરૂપ થાય છે, જેવી રીતે સુવર્ણમાંથી જે જે ચીજો થાય છે તે સુવર્ણરૂપજ છે, તેવીજ રીતે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલું બ્રહ્મરૂપજ છે.

૧૮૯ શ્રુતિમાં ઘણે સ્થળે એવો વિચાર જણાવ્યો છે કે બ્રહ્મનું જ્ઞાન થવાથી સર્વનું જ્ઞાન થાય છે. જો જગત્‌ને અસત્ય, માયિક, મિથ્યા માનવામાં આવે તો આ વિચાર શી રીતે ઘટી શકે ? સત્ય બ્રહ્મનું જ્ઞાન થવાથી સત્ય જગત્‌નું જ્ઞાન થઇ શકે. અસત્ય માયિક જગતનું નહી, તેથી પણ જગત સત્ય છે એવો નિર્ણય આવશ્યક છે.

૧૯૦ પરબ્રહ્મ પરમાત્માને બહુરૂપે થવાની ઇચ્છા થઇ એવો વિચાર શ્રીવલ્લભાચાર્યજીએ તત્ત્વદીપનિબંધ શાસ્ત્રાર્થપ્રકરણમાં બતાવતાં કહ્યું છે કે–બ્રહ્મને બહુરૂપે થવાની સત્ય સંકલ્પવાળી ઇચ્છા થઇ (શ્લોક ૩૦) આ તમામ વિશ્વ ભગવત્કાર્ય, ભગવદ્રૂપજ છે. અને બ્રહ્મજ પોતાની શક્તિવડે જગદ્રૂપ થયા છે. (શ્લોક ૨૬) બ્રહ્મજ જગતનું સમવાયિ અને નિમિત્ત કારણ છે. (શ્લોક ૭૨) જે કાંઇ છે તે સર્વ બ્રહ્મજ છે, આવોજ વિચાર સિદ્ધાંતમુક્તાવલી, પત્રાવલંબન, અણુભાષ્ય વગેરે ગ્રંથોમાં તેમણે જણાવ્યો છે. પરબ્રહ્મના સ્વરૂપના પ્રકરણમાં તેઓશ્રીના ગ્રંથોમાંથી ઘણાં પ્રમાણો આપવામાં આવ્યાં છે તે તરફ સુજ્ઞ વાંચકોનું લક્ષ્ય ખેંચીએ છીએ.

૧૯૧ બ્રહ્મવાદ શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતો ઉપર આ સંપ્રદાયના આચાર્યશ્રીઓએ ઘણા ગ્રંથો લખેલા છે. આ તમામ ગ્રંથોમાં પરબ્રહ્મ, જગત, અને જીવનાં સ્વરૂપ વગેરે બાબતમાં જ વિચારો બતાવ્યા છે તેનું ઘણી સારી રીતે "શુદ્ધાદ્વૈતમાર્તંડ" નામના ગ્રંથમાં ટુંકામાં દોહન કરવામાં આવ્યું છે. આ ગ્રંથનો ઉપોદ્‌ઘાત આ સંપ્રદાયના સ્તંભ અને વિદ્વદ્વર્ય શાસ્ત્રી મગનલાલ ગણપતરામ એમ. એ. ની કસાએલી કલમથી લખાયલો છે. અને આ ગ્રંથની ટીકા પણ પુષ્ટિમાર્ગના વિદ્વાન અને સુપ્રસિદ્ધ શાસ્ત્રી શ્રીયુત છગનલાલે સરલ ગુજરાતી ભાષામાં લખી છે. શુદ્ધાદ્વૈતના શા સિદ્ધાંતો છે અને સત્ય શું તે જાણવાની જેઓને જીજ્ઞાસા હોય તેમને આ ગ્રંથનો ઉપોદ્‌ઘાત અને મૂળ સાથે ટીકા વાંચવા સવિનય ભલામણ કરીએ છીએ. જગત્ તથા અહંતામમતાત્મક સંસાર વચ્ચેનો ભેદ બતાવી કારણ બ્રહ્મનું કાર્ય જગત્ માયિક, મિથ્યા અસત્ય નથી અને સત્યજ છે એવું આ ગ્રંથમાં નિર્ણયકારક રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

૧૯૨ જગતનાં સ્વરૂપના સંબંધમાં શુદ્ધાદ્વૈતમાર્તંડમાં સ્પષ્ટ કહ્યું છે. આ પ્રમાણ શ્રુતિનું ટાંકી શરૂઆતમાં કહ્યું છે. (શ્લોક ૬) પરબ્રહ્મનું સ્વરૂપ જણાવી કહ્યું છે કે એ પરબ્રહ્મમાંથી જગત્ થયું છે. (શ્લોક ૮) વ્યાસસૂત્રનું પ્રમાણ આપી કહ્યું છે કે કાર્ય જગદ્ બ્રહ્મરૂપ હોઇ તેનું કારણ પણ બ્રહ્મજ હોઇ શકે. (શ્લોક ૬) રમણ કરવાની પોતાની ઇચ્છાથીજ બ્રહ્મ આ સહુ થયું છે (શ્લોક ૧૧) તેમ છતાં તે અવિકારી રહે છે. જગતનો પ્રલય થતી વખતે તેનો નાશ થાય છે એમ માનવાનું નથી. પણ તેનો બ્રહ્મમાં તિરોભાવ થાય છે, એટલે કે બ્રહ્મમાં જગત્ લીન થઇ જાય છે. તેજ જગતનો બ્રહ્મમાંથી પુનઃ આવિર્ભાવ થાય છે, ત્યારે તેની ઉત્પત્તિ થયાનું આપણે માનીએ છીએ. ખરી રીતે જગત

છે, અને છેજ, અનિત્ય નથી પણ નિત્ય છે. (શ્લોક ૧૪)"यत्र येन यतो" નું પ્રમાણ આપી કહ્યું છે કે આ બધું બ્રહ્મરૂપજ છે. સુવર્ણનાં કડાં વગેરે જૂદી જૂદી ચીજો થાય છે, પણ તે સુવર્ણમયજ છે તે પ્રમાણે જગત પણ તેનાં કારણ બ્રહ્મરૂપજ છે, બંનેની વચ્ચે અભેદ છે. ત્રણ જાતના અધિકારી છે એમ બતાવી તમામ બ્રહ્મજ છે એવું માનનારાઓને ઉત્ત-માધિકારી કહ્યા છે. શુદ્ધાદ્વૈત સિવાયના તમામ મતો વેદવિરુદ્ધ હોઇ તેને દોષવાળા કહ્યા છે. પ્રભુ અને પ્રભુના ધર્મો વચ્ચે પણ અભેદજ માનવામાં આવ્યો છે. ( શ્લોક ૪૮–૫૦ ) બ્રહ્મજ જગતનું સમવાયિ તથા નિમિત્ત કારણ છે. વેદ તથા વ્યાસજીનો સિદ્ધાંત સ્વીકારવા યોગ્ય છે, અને તેનાથી વિરુદ્ધ જે કોઈ મત હોય તે સ્વીકારવા યોગ્ય નથી. શુદ્ધાદ્વૈત વિનાના તમામ મતો દોષવાળા છે એમ કહી શ્લો. ૮૨ માં આજ્ઞા કરી છે કે શુદ્ધાદ્વૈતનુંજ અવલંબન કરીને શ્રીહરિની ભક્તિ કરવી.

૧૯૩ આપણી પોતાની અને આપણા દેશની ઉન્નતિસંબંધી વિચાર કરતાં પણ જગત્ સત્ય હોવાના શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનુંજ અવલંબન કરવાનું આવશ્યકજ જણાશે. એ સિદ્ધાંત આપણે ઘણા ખરા ભૂલી ગયા છીએ, અને તદનુસાર વર્તન રાખતા નથી, તેથીજ હાલની શોચનીય દશા આવી પડી છે.

૧૯૪ આપણા શાસ્ત્રોમાં અનેક જગ્યાએ એવી આજ્ઞા કરી છે કે જગતમાં બ્રહ્મભાવ (ભગવદ્‌ભાવ) રાખવો. તેની પુષ્ટિમાં ઘણાં પ્રમાણો પૈકીનાં નીચેનાં થોડાંક પ્રમાણો તરફ લક્ષ્ય ખેંચવામાં આવે છે. ગીતાજીમાં કહ્યું છે કે–જે તમામ ઠેકાણે ભગવદ્‌ભાવ રાખે છે, તેનું જ્ઞાન સાત્ત્વિક જ્ઞાનને પ્રાપ્ત થવાથી પ્રાણિમાત્રમાં ભગવદ્‌ભાવ પ્રાપ્ત થાય છે. (અ. ૪, શ્લોક ૩૫.) યોગમાં જોડાએલો પુરુષ પ્રાણી માત્રને પોતપોતાના આત્મારૂપ જુએ છે, અને તેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે, એટલે કર્મો કરતાં છતાં તે તેનાથી લેપાતો નથી. ( અ. ૫, શ્લોક ૭. ) વિદ્યાવિનયવાળા બ્રાહ્મણમાં અને ચાંડાલાદિકમાં પણ સમદૃષ્ટિ રાખવી. જેઓને આવી સમદૃષ્ટિનો ભાવ પ્રાપ્ત થયો હોય તેઓ સંસારને જીતી જાય છે એટલે કે જીવન્મુક્ત થઇ જાય છે. યોગયુક્ત પુરુષ તમામ ઠેકાણે ભગવદ્‌ભાવ રાખી પ્રાણીમાત્રમાં મને [ કૃષ્ણને ] અને પ્રાણી માત્રને મારામાં જુએ છે [અ. ૬ શ્લો. ૨૯.] જે તમામ ઠેકાણે સમદૃષ્ટિ રાખે છે, તેજ મોટો યોગી છે. તમામ વાસુદેવરૂપ છે એવું જ્ઞાન થવું જોઇએ. "वासुदेवः सर्वमिति" આ પ્રમાણે ગીતાજીમાં અનેક જગ્યાએ આજ્ઞા કરી છે. આ આજ્ઞાનું ઉલ્લંઘન થવાથી આર્યભૂમિની અને આર્યોની પડતી આવી છે.

૧૯૫ શ્રીગીતાજીમાં જેવી આજ્ઞા કરીને તેવીજ આજ્ઞા શ્રીમદ્‌ભાગવતમાં પણ અનેક જગ્યાએ કરવામાં આવી છે. જ્યારે કર્દમનું ચિત્ત ઉત્તમ પ્રકારના ભક્તિભાવથી "वरेण भक्तियोगेन" ભગવાનમાં લીન થયું અને જ્યારે તેઓ પરાદશાને પહોચ્યા ત્યારે તેઓ ભગવાનને તમામ પ્રાણીઓને વિષે અને તમામ પ્રાણીઓને ભગવાનમાં રહેલા જોવા લાગ્યા.તેઓ ઇર્ષ્યારહિત થઇ તમામ ઠેકાણે સમદૃષ્ટિ રાખવાથી ભગવાનની ગતિને પામ્યા. શ્રીકપિલે દેવહૂતિને જ્ઞાન આપતાં આજ્ઞા કરી છે કે જેઓ પ્રાણી માત્રના સુહૃદ છે તેમને અનેક પ્રકારના તાપો પણ દુઃખી કરી શકતા નથી. વળી કહ્યું છે કે તમામ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખી નિર્વૈર

રહેવું. ઇર્ષ્યા રાખી તમામમાં ભગવદ્દભાવ નહિ રાખનાર ભક્તને તામસ ભક્ત કહ્યો છે. પ્રાણી માત્રમાં મારો ભાવ રાખી દીન ઉપર દયા રાખવી અને મિત્રતા રાખવી. જેઓ પ્રાણીઓમાં વૈર રાખે છે તેઓને શાન્તિ કદી મળતી નથી. મારી પૂજા પ્રાણીમાત્રમાં સમભાવ રાખી કરવી. એ પ્રમાણે જે વર્ત્તતો નથી, તેના ઉપર હું (શ્રીકપિલ) પ્રસન્ન થતો નથી. જ્યારે ધ્રુવે પોતાના વિષે તથા તમામ પ્રાણીઓને વિષે ભગવાનને વાસ કરતાં દીઠા, ત્યારેજ તેમને શુદ્ધ ભક્તિ ઉત્પન્ન થઇ. આવા વિચારો અનેક ઠેકાણે બતાવ્યા છે, અને શુદ્ધાદ્વૈતમાર્તંડમાં જગત્ વગેરેનું સ્વરૂપ બતાવી શુદ્ધાદ્વૈતનુંજ અવલંબન કરીને એટલે કે જગત સત્ય છે અને બ્રહ્મરૂપ છે એવો દૃઢ વિચાર રાખી જગતમાં ભગવદ્દભાવ સિદ્ધ કરી ભગવાનની ભક્તિ કરવી એવી આજ્ઞા કરી છે.

૧૯૬ હવે વિચારો કે જગતને મિથ્યા, કલ્પિત, માયિક, માનવાથી તેમાં ભગવદ્દ-ભાવ કદી પ્રાપ્ત થઇ શકે ? જગતના તમામ પ્રાણીઓમાં સમભાવ, ભગવદ્દભાવ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનુંજ અવલંબન કરવાથી પ્રાપ્ત થઇ શકે એ દેખીતું છે. કાલાન્તરે વેદવિરુદ્ધના ખોટા વિચારો આર્યભૂમિના ઘણા માણસોનાં મનમાં ઠસી જવાથી અને સૈકાઓ થયાં વેદપ્રતિપાદિત સિદ્ધાન્તાનુસાર વર્તન નહિ રહેવાથી, આર્ય ભૂમિની હાલની શોકજનક પડતી સ્થિતિ આવી છે. જગતમાં તો શું પણ હિન્દુઓનો હિન્દુઓમાં અને બ્રાહ્મણોનો બ્રાહ્મણોમાં અને બીજી જ્ઞાતિઓનો પોતપોતાની જ્ઞાતિમાં પણ સમભાવ, ભ્રાતૃભાવ, ભગવદ્દભાવ હોવાને બદલે કેવળ ઇર્ષ્યા અને દ્વેષ જોવામાં આવે છે, તેમ છતાં આપણામાં ઐક્યની વૃદ્ધિને બદલે તેના અભાવની વૃદ્ધિ થતી જોવામાં આવે છે. આપણા સુપ્રસિદ્ધ નેતાઓમાં પણ તેનો અભાવ જોઇએ છીએ, એ શોચનીય છે. આ સ્થિતિનો અંત શુદ્ધાદ્વૈત સમજવાથી અને તેનું અવલંબન કરવાથીજ આવી શકશે. જગતને સત્ય અને બ્રહ્મરૂપે માનવાથીજ ગીતામાં પ્રતિપાદન કરેલાં નિષ્કામ કર્મયોગનું સારી રીતે સેવન કરી જગ-તનું કલ્યાણ કરવામાં તત્પર રહેવા આપણે ઉત્સુક થઇશું.

૧૯૭ એવો પ્રચલિત નિયમ છે કે જે ગ્રન્થો વિશેષે કરી આપણા વાંચવામાં આવે તેનાજ વિચારો આપણા મગજમાં ઠસી જાય છે અને સામી બાજુના વિચારોની માહિ-તીના અભાવે ઠસી ગએલા વિચારો આપણને ખરા હોવાનું જણાય છે. માયાવાદના ગ્રન્થો અત્યાર સુધીમાં ઘણા છપાયા છે, અને કેટલાકના અંગ્રેજીમાં તરજુમા પણ પ્રસિદ્ધ થયા છે. આ ગ્રન્થો વિશેષે કરી વાંચવામાં આવે છે, તેથી માયાવાદના વિચારો વાંચનારાઓના મગજમાં ઠસી ગયેલા હોય છે. પણ રામાનુજ સંપ્રદાયના તથા પુષ્ટિમાર્ગના ગ્રન્થો જેમ જેમ બહાર પડતા જાય છે, તેમ તેમ જગતના, જીવના, અને બ્રહ્મનાં સ્વરૂપ વિગેરે વિષે માયાવાદના ગ્રન્થોમાં બતાવેલા વિચારો વેદવિરુદ્ધ અને ખોટા છે, એવો વિદ્વાન્ વર્ગને નિશ્ચય થવા માંડયો છે, માયાવાદના સિદ્ધાન્તોના સંબંધમાં વિશિષ્ટાદ્વૈત અને શુદ્ધાદ્વૈતના આચાર્યશ્રીઓએ અને પંડિતોએ જેવા વિચારો ઘણાં વર્ષ ઉપર જણાવ્યા છે તેવાજ વિચારો યુરોપિયન તત્ત્વવેત્તાઓએ પણ હાલમાં જણાવવા માંડયા છે. યુરોપનાં વિદ્વાનોમાં ડોકટર થીબો ઉચ્ચ પદ ધરાવે છે. તેમણે આર્યભૂમિના તત્ત્વજ્ઞાનના ગ્રન્થોનું બારીકીથી અવગાહન કર્યું છે. તેઓએ ભાષ્યનું અંગ્રેજીમાં ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું છે. આ ભાષાન્ત-

રના ઉપોદ્દ્ઘાતમાં શ્રીશંકરાચાર્યે જે વિચારો જણાવ્યા છે તેના સંબંધમાં આ સુપ્રસિદ્ધ લેખક લખે છે કે—

૧ શંકરાચાર્યનું શારીર મીમાંસાભાષ્ય ઘણે ઠેકાણે અસલ સૂત્રોને અનુસરતું નથી.

૨ શ્રીવેદવ્યાસનાં સૂત્રો શંકરાચાર્યના ભાષ્યને અનુસરતાં નથી.

૩ વૈદિક સિદ્ધાન્ત સંબંધી ઘણા અગત્યનાં વિષયો ઉપર શંકરાચાર્યનું ભાષ્ય બ્રહ્મસૂત્રોને અનુસરતું નથી.

૪ ઉપનિષદો અમુક ધોરણ પ્રમાણે જ્ઞાનનો, ઉપદેશ કરે છે એમ બતાવવાને શંકરાચાર્યનો યત્ન બનાવટી છે એવો બૃહદારણ્યક ઉપનિષદ્‌ના આખા ત્રીજા અધ્યાય ઉપરથી જોઇએ તેટલો પુરાવો મલે છે.

૫ જે શ્રુતિઓમાં બ્રહ્મના ધર્મ અથવા ગુણ કહેવામાં આવ્યા છે તે શ્રુતિઓ ખરું કહે છે એમ શંકરાચાર્ય માનતા નથી.

૬ આ જગત ખોટું છે અથવા વિવર્ત કે માયાકલ્પિત છે એવું ઉપનિષદો કહેતાં નથી પણ તે બ્રહ્મનું કાર્ય છે એમ કહે છે.

૭ જાદુગર જુદા જુદા દેખાવો આપે છે પણ તે જેમ સત્ય હોતા નથી તેમ જગત પણ માયાકલ્પિત છે એમ બતાવવા ભાષ્યમાં જાદુગરનો દાખલો આપવામાં આવે છે. પણ સૂત્રોમાં આવો કોઈ દાખલો મળી આવતો નથી.

૮ પહેલા અધ્યાયના ચોથા પાદના છેલ્લા ભાગમાં “માયા” શબ્દ નથી.

૯ શંકરાચાર્ય ઇશ્વર અને બ્રહ્મમાં જે તફાવત બતાવે છે તે સૂત્રમાં નથી.

૧૦ જગત્ મિથ્યા છે એમ સૂત્રોમાંથી નીકળતું નથી.

૧૧ જે સૂત્રો જીવનું ( પરિમાણ ) બતાવે છે તે સૂત્રો શંકરાચાર્યના ભાષ્ય પ્રમાણે સમજી શકાતાં નથી.

૧૨ જે સૂત્રમાં જીવને બ્રહ્મનો અંશ કહેલ છે તે સૂત્રનો વિના આધારે શંકરાચાર્ય **अंश इव** એવો અર્થ કરે છે.

૧૩ જે સૂત્રમાં પ્રતિબિંબવાદ નથી તે સૂત્રમાં આભાસનો અર્થ પ્રતિબિંબ કરવામાં આવે છે તેમ કરવાથી બીજા અધ્યાયનાં ૩ જા પાદના ૪૩ મા સૂત્રનો વિરોધ આવે છે, કેમકે તેમાં જીવને બ્રહ્મનો સાક્ષાત્ અંશજ કહ્યો છે.

આ ઉપરથી સહજ જણાશે કે ડોકટર થીબો જેવા યુરોપના વિદ્વાનના અભિપ્રાય પ્રમાણે માયાવાદના પરબ્રહ્મના, જીવનાં અને જગતનાં સ્વરૂપ વિષેના વિચારો શ્રુતિ અને બ્રહ્મસૂત્રથી વિરુદ્ધ છે. અને પોતાનો વિચાર ખરો છે એવું પ્રતિપાદન કરવા “**इव**” શબ્દ શ્રીશંકરાચાર્યને પોતાના ઘરનો ઉમેરવો પડયો છે. શ્રુતિ, ગીતા, તથા સૂત્રની એકવાકયતા કરવાનો આ રસ્તો છેજ નહીં. જેનો જેવો અર્થ અને આશય તેનો તેવોજ અર્થ અને આશય ગ્રહણ કરી એકવાકયતા કરવી જોઈએ. અને તેવી રીતની એકવાકયતા તો શ્રીવલ્લભાર્યજીએજ કરી છે, એવું હરકોઇ વિચારશીલને ગ્રન્થોનું નિષ્પક્ષપાત બુદ્ધિથી અવગાહન કરવાથી જણાશે.

# પ્રકરણ ૮ મું.



## જગત્ અને સંસારનો ભેદ.

૧૯૮ ઉપર આપણે બતાવી ગયા છીએ કે આ જગત (વિશ્વ) બ્રહ્મનું કાર્ય છે. બ્રહ્મ તેનુ નિમિત્ત અને ઉપાદાન કારણ ઉભય છે, અને બ્રહ્મવાદમાં, શુદ્ધાદ્વૈતમાં કાર્યકારણનો અભેદ હોવાને લીધે, જેવી રીતે કારણ–બ્રહ્મ સત્ય છે, તેવીજ રીતે કાર્ય જગત પણ સત્ય છે. શ્રુતિ પણ એવીજ પુનઃ પુનઃ આજ્ઞા કરે છે. ગીતાજી, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવતનો પણ આજ સિદ્ધાંત છે. હવે આપણે અત્રે એમ બતાવીશું કે; જગત સત્ય છે, પણ સંસાર અસત્ય મિથ્યા છે. ઘણા માણસો સંસાર અને જગતનો સૂક્ષ્મ ભેદ લક્ષ્યમાં નહી લઇને એમ માને છે કે જેમ સંસાર અસત્ય તેમ જગત્ પણ અસત્ય, મિથ્યા, અને માયિક છે. પણ આવી રીતે માનવું તે શ્રુતિ તથા યુક્તિથી વિરુદ્ધ છે.

૧૯૯ શુદ્ધાદ્વૈતના સિદ્ધાંત પ્રમાણે પ્રપંચ જગત્ ભગવાનનું, બ્રહ્મનું કાર્ય છે. ભગવાન્ સ્વયં પોતાની સર્વભવનસામર્થ્યરૂપ માયા નામની શક્તિથી પ્રપંચરૂપ બન્યા છે. **प्रपंचो भगवत्कार्यस्तद्रूपो माययाभवत्** । ( ત. નિ. ૨૬ ) આ પ્રપંચ ( જગત ) પ્રાકૃત નથી, વિવર્તરૂપ નથી. અદષ્ટાદિદ્વારા પણ ઉત્પન્ન થયો નથી; તેમજ અસત્માંથી સત્તારૂપે પણ નથી, પણ આ પ્રપંચ ભગવાનનું કાર્ય છે, અને ભગવદ્રૂપ છે. પ્રાકૃત નથી ઇત્યાદિ કહેવાનું તાત્પર્ય એમ છે કે આ જગતના નિમિત્ત અને ઉપાદાન કારણ બ્રહ્મથી ઇતર કોઇ નથી. સાંખ્યવાદી અને યોગમતવાળા–સેશ્વર અને નિરીશ્વર સાંખ્યવાદી જેમ માને છે, તેમ આ જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ નથી; ન્યાય, વૈશેષિક પૂર્વમીમાંસા મત-વાળા માને છે તે પ્રમાણે પરમાણુ પણ નથી. આ જગત, વિવર્તરૂપ પણ નથી, એટલે કે આ સકલ જગત, પ્રપંચનું અવિદ્યાથી બ્રહ્મમાં આરોપણ કરવામાં આવેલું છે, અને તે અધ્યાસ અધ્યારોપ અને અપવાદથી નિરાસ થાય છે, તે પ્રમાણે પણ નથી. પણ માત્ર એક અદ્વિતીય બ્રહ્મજ આ જગતનું ઉપાદાન કારણ છે. તેવીજ રીતે આ જગતનું નિમિત્ત કારણ અદષ્ટાદિ પણ નથી, જેવી રીતે સાંખ્યવાદી સ્વભાવને માને છે, માયાવાદી વાસનાને માને છે, અને કણાદ વગેરે અદષ્ટને માને છે, તેમ આ જગતનું નિમિત્ત કારણ અદૃષ્ટાદિ નથી; પણ એક અને અદ્વિતીયબ્રહ્મજ આ જગતનું નિમિત્ત કારણ છે. આ પ્રમાણે શુદ્ધાદ્વૈતમાં, બ્રહ્મવાદમાં બ્રહ્મને આ જગતનું અભિન્નનિમિત્તોપાદન કારણ સ્વીકારેલું છે; અને પોતાની માત્ર ઇચ્છાથીજ, પોતાનામાંથી, तन्तुनाभि પેઠે, આ જગત બ્રહ્મજ સર્જ્યું છે શ્રુતિ, ગીતા, બ્રહ્મસૂત્રનો એજ સિદ્ધાન્ત છે એવું જગતનાં સ્વરૂપ નીચે આપેલાં પ્રમાણોથી અને દલીલોથી સિદ્ધ કર્યું છે.

૨૦૦ હવે આપણે સંસાર વિષે વિવેચન કરીશું, સંસાર ભગવાનની માયાની અવિદ્યાનામક શક્તિ વડેજ જીવને પ્રાપ્ત થએલો છે. ઘણાં મનુષ્યોને આ વિષયમાં ભ્રમમાં પડવાનું કારણ પ્રપંચ ( જગત ) અને સંસારના ભેદનું અજ્ઞાનજ છે. જો માણસને પ્રપંચ અને સંસારના ભેદનું જ્ઞાન હોય તો પછી, તેને મોહ થવાનો સંભવજ નથી. જ્યારે ભગવાનને રમણ કરવાની ઇચ્છા થઇ ત્યારે તેમણે આ પ્રપંચનો આવિર્ભાવ કર્યો. અહંતામમતાત્મક ભાવ તે જીવનો સંસાર કહેવાય છે, આ અહંતામમતાત્મક ભાવથી મુક્ત થઇ જ્ઞાન પ્રાપ્ત થાય તો જીવનો સંસાર નષ્ટ થાય છે. પણ ગમે તેવું જ્ઞાન સિદ્ધ થાય તેથી જગતનો નાશ થતો નથી. જગતનો તિરોભાવ તો સર્વશક્તિમાન્ પ્રભુની ઇચ્છા થાય ત્યારે થાય છે. જગત અને સંસારનો બીજો ભેદ એ છે કે જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ બ્રહ્મ છે, અને તેથી તે સત્ય છે. પણ સંસારને ઉપાદાન કારણ અવિદ્યા છે, તેથી પણ જગત અને સંસારનો સર્વથા ભેદજ છે. આ પ્રમાણે હોવાથી હું આ કર્મનો કર્ત્તા છું તેનાથી ઉત્પન્ન થતું ફલ મારૂં છે, હું તેનો ભોક્તા છું, ઇત્યાદિ ભ્રમ જીવને થાય છે. આ અહંતામમતાત્મક સંસાર અવિદ્યાથી થાય છે અને જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે ઉક્ત પ્રકારનું અજ્ઞાન ( ભ્રમ ) નષ્ટ થવાથી અવિદ્યાજન્ય સંસારનો પણ નાશ થાય છે. પરંતુ બ્રહ્માત્મક જગતનો નાશ થતો નથી. એ ખાસ લક્ષમાં રાખવાનું છે. જ્યારે અજ્ઞાન હોય છે, તે વખતે જગત્ જેવું હતું તેવુંજ, જીવને જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે પણ હોય છે. જગત્ના સ્વરૂપમાં અને સ્થિતિમાં જ્ઞાનથી અવિદ્યા નષ્ટ થતાં કોઇપણ જાતનો ફેરફાર થતો નથી. આ અહંતામમતાત્મક સંસાર જ્ઞાન થતા સુધીજ રહે છે. મુક્ત—[જીવન્મુક્તિ] વખતે સંસારનો લય થાય છે. જીવને જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે સંસાર નિવૃત્ત થાય છે, પ્રપંચ [જગત] નિવૃત્ત થતો નથી કારણ બન્નેની ઉત્પત્તિ અને પ્રલય જુદા જુદા પ્રકારના હોવાથી બન્નેના સ્વરૂપમાં ઘણો ફેર છે.

૨૦૧ આટલું સંસાર અને જગતના ભેદનું ટુંકામાં વિવેચન કરી આપણે હવે અવિદ્યાના સ્વરૂપનું ટુંકમાં નિરૂપણ કરીશું, જીવને સંસારદશાની કારણભૂત અવિદ્યા પંચપર્વા છે, એટલે કે પાંચ પ્રકારની છે. તેના પાંચ પ્રકાર આ પ્રમાણે છે—સ્વરૂપાધ્યાસ, દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અને અંતઃકરણાધ્યાસ. આ પંચપવા–અવિદ્યાથી જીવને સંસાર રહે છે. (તત્ત્વદીપ નિ. શ્લો. ૩૨, ૩૪, ૩૪.) જેવી રીતે અવિદ્યા નામની બ્રહ્મની શક્તિ છે તેજ પ્રમાણે વિદ્યા નામની પણ તેની શક્તિ છે. જેવી રીતે અવિદ્યાથી જીવને બંધ થાય છે. તેવીજ રીતે વિદ્યા નામની શક્તિથી જીવની સંસૃતિમાંથી મુક્તિ થાય છે. અને જ્યારે ભગવાનના અનુગ્રહથી તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે તેનો સર્વથા મોક્ષ થાય છે.

પંચપર્વા અવિદ્યા અને જીવના અધ્યાસનું સ્વરૂપ આ પ્રમાણે છે.

૨૦૨ જ્યારે જીવ અંતઃકરણની સાથે તાદાત્મ્ય ભાવને પામે છે અને તેને એવો ભ્રમ થાય છે, કે હું (જીવ)–અંતઃકરણજ છું ત્યારે અંતઃકરણાધ્યાસ થાય છે. આવી રીતે અધ્યાસ થવાથી અંતઃકરણના ધર્મો જીવમાં સ્ફુરે છે ,અને તેને લીધે જીવની શનૈઃ શનૈઃ અધોગતિ થાય છે. હું (જીવ અંધ છું, પંગુ છું, ઇત્યાદિ પ્રકારના ભ્રમને ઇંદ્રિયાધ્યાસ, કહે છે. હું (જીવ) કૃશ છું પુષ્ટ છું, વગેરે ભ્રમને દેહાધ્યાસ કહેવામાં આવે છે, આવો અધ્યાસ થવાથી દેહાદિના ધર્મો જીવમાં સ્ફુરે છે. અને સ્વરૂપનું વિસ્મરણ સર્વથા થાય છે. આ પ્રમાણે અવિદ્યાનામક શક્તિથી જીવને દેહાદિના અધ્યાસને લીધે બંધાદિ થાય છે.

૨૦૩ આ પંચપર્વાત્મક અવિદ્યાનો જ્યારે પંચપર્વાત્મક વિદ્યાથી, એટલે કે વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને ભક્તિથી, નાશ થાય છે. ત્યારે સંસારની નિવૃત્તિ થાય છે. દેહાદિઅધ્યાસનો નાશ થાય છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે દેહાદિ નાશ પામે છે. જ્યારે અધ્યાસનો નિરાસ થાય છે, ત્યારે માત્ર દેહાદિમાંથી જીવને અહંતામમતાત્મક બુદ્ધિ જતી રહે છે. એટલે અધ્યાસના નાશથી સંસારનો નાશ થાય છે, કાંઇ દેહાદિનો નાશ થતો નથી. વળી આટલા વિવેચનથી સહજ જણાઈ આવશે કે અહંતામમતાત્મક સંસાર અનિત્ય છે. જગત્ અનિત્ય નથી પણ સત્ય છે, સંસાર અવિદ્યાનું કાર્ય હોવાથી જ્યારે અવિદ્યાની નિવૃત્તિ વિદ્યાથી થાય છે, ત્યારે નાશ પામે છે, જગત્ બ્રહ્મનું કાર્ય હોવાથી નાશ પામતું નથી.

૨૦૪ આટલું નિરૂપણ કરવાની ખાસ આવશ્યકતા એટલા માટે છે કે ઘણા માણસો શાસ્ત્રોનો સારી રીતે અભ્યાસ કર્યા વિના અને પોતાની વિચારશક્તિનો જરાપણ સદુપયોગ કર્યા વિના જગત્ મિથ્યા છે એવા ખોટા અને વેદવિરુદ્ધના વિચારને દુરાગ્રહથી વળગી રહી મિથ્યાજ્ઞાન ફેલાવવાનો સતત પ્રયત્ન કરી અસત્યનું પ્રતિપાદન કરે છે. અને શોચનીય એ છે કે આવા વિચારવાળાઓ પોતાનો સિદ્ધાન્ત વૈદિક હોવાનો ફાંકો રાખી જે સંપ્રદાય વૈદિક વિચારોનુંજ અવલંબન કરે છે તેના ઉપર નીચ આક્ષેપો મૂકે છે. જેના સિદ્ધાંત પ્રમાણે જીવ, અને જગત મિથ્યા છે તેની દૃષ્ટિએ પુષ્ટિમાર્ગ પણ "કલ્પિત" અને મિથ્યા જણાય એ સ્વાભાવિક છે. જ્યાં પોતે અને સર્વ મિથ્યા ત્યાં મિથ્યાજ નજરે પડે છે. જો જગતની ઉન્નતિજ કરવી હોય, સત્યનુંજ પ્રતિપાદન કરવું હોય, પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો અવૈદિક છે એવું પ્રતિપાદન કરવું હોય, પુષ્ટિમાર્ગના અનુયાયીઓને પુષ્ટિમાર્ગમાંથી ખેંચી લઇ પોતાના શિષ્યવર્ગમાં વધારો કરવો હોય તો કૃપા કરી શ્રીવલ્લભાચાર્યજીનાં તત્ત્વદીપશાસ્ત્રાર્થપ્રકરણનું, તે ઉપરની ટીકા આવરણભંગનું, અને અણુભાષ્ય વગેરેમાં બતાવેલા

